# अर्वाचीन आर्यो



અને તેમના

# आचार विचार.

( એક નિબંધ )

વિવિધ પુસ્તકોના આધારે

યોજનાર,

ઝવેરી, મોરબી.

---

"छिद्रेष्वनर्था बहुली भवन्ति"

"When sorrows come, they come not single spies
but in battalions."

---

અમદાવાદ.

" શ્રી મુદ્રણકલામંદિર " લિમિટેડ, ખાડિયા—અમદાવાદ.

ઈ. સ. ૧૮૯૯. સંવત. ૧૯૫૫.

મૂલ્ય રૂ. ૦—૮—૦

---

# ગ્રંથાર્પણ.

( શિખરણી. )

[illegible]ે પામ્યો સ્નેહી, સુહૃદય હિતેચ્છુ શુભકર,
જામ્યો પ્રીતે, અનુપમ શુચિ પ્રેમ સુખદ;
કવે હું શું સુ તો ? રસ ધરી વિવેકે ઉપકૃતિ,
કરૂં કિંચિત્ પ્રીતે, ગણપતિ, સુનુ ઉત્તમ પ્રતિ. —૧
ગણીને સ્નેહેથી, અતિપ્રિય લઘુ બાન્ધવ મને,
શુણે છે હર્ષેથી, શુભ અશુભ જે હું કહું તને;
રમે ઉર્મી ઉંડો, ક્યમ કરી બતવું મન પ્રિય,
કરૂં શું હું કિંચિત્ ? ગણપતિ, સુનુ ઉત્તમ—શિવ. —૨
હવે ઉર્મી મારા, મન મહીં રહે છે ઉછળતા,
દીસે લોકો સર્વે, તહીં મચી રહ્યા શુદ્ધ પથમાં;
સજ્યો છે આ ગ્રંથ, શ્રમ ધરી, બતાવા જગતને,
समर्पुं स्नेहेथी, गणपति, सुनु उत्तम, तने. —૩

હું છું આપનો,

સદાનો આભારી આજ્ઞાંકિત સેવક,

ઝવેરી, મોરબી.

---

# અર્પણપત્રિકા.

**સા. શ્રી. ગણપતિરામ ઉત્તમરામ ભટ્ટ,**

પ્રયોજક,—રાજપત્રિકા અને વાર્તાવારિધિ.

**અમદાવાદ.**

**શ્રી યુત મહાશય,**

દેશોત્કર્ષ અને સ્વદેશ સેવામાટેજ દેહ ધરી, આપ તેમાં નિરંતર તન, મન અને ધનથી મચ્યા રહો છો તથા અર્વાચીન આર્યોના, આચાર અને વિચારની સુધારણાઅર્થે સર્વદા ઉત્સુક છો, અને મારો આ લઘુ નિબંધ પણ, તેજ કાર્યમાં આપને યોગ્ય મદદ આપશે, એમ મારા શુદ્ધ વિચારમાં આવવાથી તથા આપ મારા જેવા એક ઉછરતા—યુવાન નવીન લેખકને, આપના સુપ્રસિદ્ધ રાજપત્રિકા અને વાર્તાવારિધિ—સામાહિકપત્રદ્વારા, મારા લેખો સ્વીકારી તેમને યોગ્ય જગ્યાએ ગોઠવી, પ્રસિદ્ધિમાં લાવવા પૂરતી કાળજી રાખી, નિરંતર યોગ્ય ઉત્તેજન આપવા આપની ખાસ ફરજ સમજો છો તેથી, અને તેની સાથે આપ નિરંતર મારી તરફ એક જ્યેષ્ટ બંધુને છાજતી વર્તણુંકથી વર્તી, યોગ્ય સંભાળ લીધા કરો છો તેથી આ સર્વ ઉમદા ઉપકારોના આ જુજ બદલા અર્થે, આપ પૂજ્ય સ્નેહી વડિલ શ્રીને, પ્રેમ ભક્તિનું પ્રથમ પુષ્પ—ચડાવવા હિમ્મત ધરૂં છું તે સ્વીકારી મને વિશેષ આભારી કરશોજ એવી ખાત્રી છે. આશા અમર છે. किं बहुना !

હું છું આપનો,<br>
સદાનો આભારી કનિષ્ટ બંધુ,<br>
**ઝવેરી, મોરબી.**

# પ્રસ્તાવના.

જ્યારે આ પુસ્તક મેં લખવા માંડ્યું ત્યારે મારા એક મિત્રે મને કહ્યું કે—

" अस्यां सखे बधिर लोक निवास भूमौ ।
" किं कूजितेन खलु कोकिल कोमलेन ॥
" एते हि दैवहत कास्तदू भिन्न वर्ण ।
" त्वाम् काकमेव कलयन्ति कल न मिशा ? ?"

ભાવાર્થ:—હે ! કોયલ ! આ બહિર લોકોની ભૂમિમાં તારા કોમળ સ્વરથી શું ફાયદો થવાનો ! કારણ કે તેઓ દેવના કોપથી હણાયલા છે ( બહેરા છે ) અને કળાને જાણતા નથી તેથી તને અને કાગડાને એક સરખી રીતે ગણશે. એટલે ગમે તેટલું તું લખીશ પણ કાળમીઢ પથ્થર કદી પીગળવાના નથી માટે મહેનત મૂક. ત્યારે મેં જવાબ આપ્યો કે—

" अस्माकं काहानि परकीयान् चरति रासभे द्राक्षान् ।
" असमन्ज समिति मत्वा तथापि सलु खिद्यते चेतः ॥"

ભાવાર્થ:—બીજા કોઈની દ્રાક્ષ ગધેડો ખાઈ જાય (બીજાને ગમેતે નુકશાન થાય )તેમાં અમારે શું ? પણ તે જરા અયોગ્ય છે તેથી જરા ખેદ થાય ખરો.

અને આ ખેદ થવાથીજ આ પુસ્તક વધારે જુસ્સાથી લખવાની મને તક મળી છે. હાલમાં વ્હેમો અને મૂર્ખાઈ ભરેલા રીવાજોથી ભરપુર અને—અધુરી કેળવણી લઈ ઉધરી જતા હીંદુભાઈઓની દયાજનક દુઃખદાયક સ્થિતિ મારા જોવામાં આવતાં તરતજ મારા મનમાં તે વિષે ઘણીજ અસર થઈ છે અને તેથીજ હિંદુભાઈઓને અજ્ઞાનતાથી થતાં નુકશાનો અટકાવવાને અને આ દુનિયામાં જન્મ લઈ મારી ફરજ બજાવવા માટેજ આ પુસ્તક લખવાની જરૂર પડી છે.

વાચકવૃંદ ! વિચારો ! એક વખત એવો પણ હતો કે આ ભરતખંડ એશિયા અને યુરોપના તમામ મુલકોને પોતાની ચીજો પુરી પાડતો; એક વખત એવો પણ હતો કે તેમાં વસેલા રહેવાસીઓ ઝવેર, મોતી અને સોના રૂપાથી છવાયલા હતા, એક વખત એવો પણ હતો કે વિદ્યાબળની ખરેખરી જુવાની હાલત હતી; લોકો નીતિવાન, શુરા અને ધર્માચરણમાં શ્રેષ્ટ પદ ધારણ કરતા હતા,

રાજાઓ સદાકાળ શાન્તિથી રાજ્ય કરતા હતા અને પુત્ર પેઠે પ્રજાને પાળતા હતા; તેની ઉમદા જમીન તરેહ તરેહની વસ્તુઓ અને જુદા જુદા દેશના લોકોથી ભરપૂર હતી અને જ્યાં સમુદ્રની પુત્રી લક્ષ્મી હમેશને વાસ્તે મુકામ કરી રહેલ હતી, તેની દોલત અને વૈભવની મહત્તાને લીધે દૂર પડેલા લોકોને મોહ લાગતો અને આવાં સુખો માટે તેઓને અદેખાઇ હતી, પણ હાલમાં ચારે તરફ કુસંપ રૂપી સડો લાગતાં પાયમાલી થઇ ગઇ. પાછળથી કુસંપ રૂપી કીડો મોટો થયો અને તેનું જોર વધ્યું, અને મોટાં મોટાં રાજ્યોમાં તેણે પગપેસારો કર્યો અને તેથી મોટું ઝાડ તૂટતાં નાનાં નાનાં ડાળાં અને પાંદડાંની શી સત્તા! ધર્મ પગવિના ધીમે ધીમે નાસવા મંડયો. અનીતિ વધી અને બધા દુર્ગુણોએ સાથે મળી મોહ પામી આ ભરતખંડ ઉપર હલ્લો કર્યો, તેને કબજે કર્યો અને લોકોને દુ:ખી દુ:ખી કરી નાંખ્યા.

દેશોધ્ધારકો! વિચારો! હાલ આપણે કેવી દુર્દશાના પંઝામાં સપડાઇ ગએલા છીએ! ક્યાં ગઇ પૂર્વની રિદ્ધિ, સિદ્ધિ! ક્યાં ગઇ પૂર્વની દોલત! ક્યાં ગયા પૂર્વના રણધીરો! ક્યાં ગયા પૂર્વના પ્રજાપાલક રાજ્યકર્તાઓ! ક્યાં ગઇ પૂર્વની સૌભાગ્યવતિ પતિવ્રતાઓ!

સ્વદેશપ્રેમી! વિચારો! પૂર્વના સુખોની સાથે આજના સુખોની સરખામણી તો કરો! જો સરખામણી કરશોતો તમને એકદમ જણાયા વિના નહિ રહે કે અત્યારે આપણી બહુજ દુર્દશા છે—પણ વળી કેટલાક વાંચનાર એવો પ્રશ્ન પુછશેકે આ દુર્દશાતો કંઇક દરજે આપણને ઉપયોગી થઇ પડવાની છે. જુવોને મહાજનોના ચરિત્રો પરથી સ્પષ્ટ જણાશેકે બીજી વખત વિપત્તિ આવે ત્યારે જો એક વખત વિપત્તિ સહન કરતાં શીખ્યા હોઇએ તો કામ લાગે માટે જો સદાચરણો દેખાડવાં હોય તો વિપત્તિમાંજ બતલાવાય છે.

"Virtue is like precious odours, most fragrant when they are incensed or crushed. For prosperity doth best discover vice, but advercity doth best discover virtue." —*Bacon*.

"સદ્‌ગુણ છે તે અમૂલ્ય સુગંધિઓ જેવા છે, જ્યારે તેમને તે સળગાવવામાં આવે છે કે કચરવામાં આવે છે ત્યારે તેઓ અતિ સુગંધપ્રદ થાય છે; કેમકે સંપત્તિ, દુર્ગુણને ઉત્તમરીતે પ્રકાશે છે પણ વિપત્તિ, સદ્‌ગુણને ઉત્તમ રીતે પ્રકાશે છે.

હા મિત્ર ખરૂં! વિપત્તિથી ધૈર્ય રાખતાં શીખાય છે ખરૂં પણ ક્યારે! જ્યારે દુનિયાનો થોડો ભાગ વિપત્તિમાં હોય ત્યારે. પણ

જ્યારે દુનિયાનો સઘળો ભાગ વિપત્તિમાં ડુબતો જણાતો હોય અને ભરદરિયામાં કાંઠાપર જવાને તરફડિયાં મારતો હોય ત્યારે તેણે ભરદરિયાવચ્ચે ધૈર્ય રાખી બેશી રહેવું કે શું કરવું ! જો ઝાઝો વખત ત્યાં બેશી રહેતો ખરેખર કોઇ મોટો મગર આવી તેને ગળી ગયા વગર રહે નહિ; માટે હાલની જે આ દયામણી સ્થિતિ થઇ ગઇ છે તે ખરેખર દયાપાત્ર છે.

મિત્રો ! જેમ એક ઘરડી, ગરીબ સ્થિતિની અને તેની સાથે વળી વિધવા જેવા દુઃખોથી દુઃખી સ્ત્રી પોતાના રમતા બાળક ઉપરજ આધાર રાખીને ભવસાગરની મુસાફરી આગળ ચલાવ્યા કરે છે અને ખરેખર જો બાળક સારો ખલાસી નીવડે તો તે સાગર તરવામાં ફત્તેહ પામે છે, તેમજ હે મિત્રો આપણી ઘણા વર્ષની એટલે ઘરડી, પરદેશીઓથી ધન લુંટાયાથી કંગાળ સ્થિતિને પહોચેલી અને શૌર્યરૂપી ધણી ગુજરીજવાથી વિધવા થયેલી આપણી વહાલી, દયાળુ, ભલી અને નમ્ર જે આ સ્વદેશભૂમીરૂપી માતા ભરત ભૂમી, આપણે જે તેના બાળકો છીએ અને જેના ઉપરજ ફક્ત આધાર રાખીને તે ભવસાગર તરવાને કોશિશ કરે છે તેને સારાખલાસી નીવડી આપણે નહિ બચાવીએ તો આપણા જન્મનું સાર્થક શું ? ત્યારે તો કારમીટ પથ્થર થયા હોત તો સારૂં જે કોઇ ઇમારતમાં કામ આવત, માટે દરેક માણસે ગરીબ અથવા શાહુકાર, વિદ્વાન અથવા અભણ, રંક અથવા રાજા દરેકે ખાસ કરીને એક બહાદુર ખલાસી થવા અનુભવ લેવો જોઇએ, અને ભવસાગરમાં ડુબી જવાની તૈયારીમાં જે આપણી ભરતભૂમી છે તેને તારવી જોઇએ.

આવા બહાદુર ખલાસીઓ શી રીતે થવું તે જબરો પ્રશ્ન થઇ પડશે. જુઓ ? હાલમાં કેટલા ફેરફારો થયા છે ? શાસ્ત્રમાં લખ્યું છે શું ને લોકો કરે છે શું ! દાખલાતરીકે શાસ્ત્ર કહે છે કે, દરેક હિંદુએ સોળ વર્ષની ઉમર સુધી બ્રહ્મચર્યવ્રત પાળવું ને હાલમાં જોઇશું તો સોળ વર્ષનાને ઘેર છોકરૂં પારણામાં હીંચતું હશે ! આવા આવા જે જે ફેરફારોરૂપી નવા નવા ખરાબાઓ નીકળતા દેખાય છે તેનાથી સાવચેત રહીને પોતાના નાવને તેનાથી જરાપણ ઇજા ન થાય તેમ ચલાવાય તો પછી બહાદુર ખલાસી થયા એમ ગણી લેવું.

હાલમાં જેજે ફેરફારો થયા છે, જેજે શાસ્ત્ર વિરૂધ્ધ રીતિઓ શરૂ થઇ છે તે વિષે શાસ્ત્રો શું કહે છે ? અને હાલ આપણે તે સુધારવા શું ઉપાયો લેવા જોઇએ તે આ પુસ્તકમાં મારા ટુંક અનુ-

મત અને અલ્પમતિ પ્રમાણે લખ્યું છે. ૧. મારા ધારવા પ્રમાણે તો પરમ કૃપાળુ પરમેશ્વરે પરદેશી પણ નેક રાજ્યકર્તાઓ મોકલ્યા છે તેથી હીંદ પાછું ટટાર થશે એમ આશા રખાય છે; માટે સ્વદેશાભિમાનીઓએ નેક અને દયાળુ સરકારના આશ્રય નીચે વફાદારીથી વર્તતાં પોતાની આગલી વિદ્યા કળાને ચળકાટમાં લાવવા બનતા યત્નો કરવા. સંપ, શુરાતન, ઉદ્યોગ અને બીજા એવા સદ્દગુણો દેશી ભાઇઓમાં પાછા જલદી આવે એમ કરવા કોશિશ કરવી. દેશ દાઝ મનમાં લાવી તન મન અને ધનથી બનતો પ્રયત્ન કરી દેશની આગલી જાહોજલાલી પાછી લાવવા કોશિશ કરવી.

૨. સ્વદેશસેવાનું વ્યસન બધાં મનુષ્યોને વળગે અને આ ભરત ભૂમીની ચડતી કરનાર સ્વદેશ પ્રેમી દેશ ઉદ્ધારકોની સંખ્યા દહાડે દહાડે વધતી જાય અને ભવસાગરમાં ડુબી જવાની તૈયારીમાં જે ભરત ભૂમી છે તેને કાંઠા ઉપર લાવે એમ હું અને દરેક વાંચનાર અંતઃકરણપૂર્વક ઇચ્છીએ તેમાં નવાઇ નથી. પરમ કૃપાળુ પરમેશ્વર મારી અને તમારી આશા પાર પાડશેજ.

૩ આ પુસ્તક કાંઇ કોઇ માણસનો ખાસ દાખલો લઇ લખેલું નથી પણ સાર્વજનિક દાખલાઓ લઇ લખવામાં આવ્યું છે.

૪ આ મારો પ્રથમ પ્રયાસ છે અને જગ્યાએ જગ્યાએ ભુલો હોવાનો સંભવ છે તો આશા છે કે સુજ્ઞ વાચકો તરફથી તે બાબત માફીની સાથે સુચના થશે.

મયૂરધ્વજપુરી (મોરબી) } યોજક.

**વિશેષ લેખ:**–આ નિબંધ લખીને ઇ. સ. ૧૮૯૫ની આખરે પૂર્ણ કર્યો હતો; ત્યાર પછી સને ૧૮૯૭ ની શરૂઆતમાં, સાક્ષર સહાયક અને પ્રજા પ્રબોધક નામની મંડળીને પ્રકાશમાં લાવવા મોકલવામાં આવ્યો હતો જેણે આ નિબંધ સ્વીકારી છપાવવા પહેલાં વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામને તપાસવા તથા સુધારવા આપ્યો હતો; પરંતુ આવ્યા પછી થોડાજ વખતમાં આ મંડળીમાં અવ્યવસ્થાએ પગપેસારો કર્યો અને પરિણામમાં તે સભા બંધ પડી. આવી સ્થિતિની દરમિયાન વૈદ્યરાજે આ નિબંધ સુધારવા તસ્દી ન લીધી અને આજ દિવસ સુધી એટલે સને ૧૮૯૯ ના જુન માસ સુધી વૈદ્યરાજને ત્યાંજ આ નિબંધ પડી રહ્યો. તા. ૨૦–૬–૯૯ને રોજ વૈદ્યરાજના પુત્ર રા. રા. વિશ્વનાથભાઇએ તેમાં મારૂં નામ જોયું અને ટપાલદ્વારા આ નિબંધ પા-

એ મોકલ્યો. જો વૈદ્યરાજને ત્યાં તપાસવા આ નિબંધ ન આવ્યો હત તો તે સભાની પસ્તી ભેગો આ નિબંધ પણ ગાંધીઓની દુકાનમાં ગયો હોત. આવી રીતે ત્રણ વર્ષ સુધી વગર છપાયે આ નિબંધ પડી રહ્યો તેનું મુખ્ય કારણ ઉપર પ્રમાણેજ છે. આ ગ્રંથ ભિન્ન ભિન્ન પુસ્તકોના આધારે લખવામાં આવેલ હોવાથી ઘણા ગ્રંથોનો તેને આશ્રય છે તે માટે યોજનાર તે સર્વનો આભાર માને છે અને તેની સાથે સવિનય જણાવે છે કે આ પુસ્તક ત્રણ વર્ષ પહેલાં જસ બાળવયમાં લખાયેલું હોવાથી તેમાં યોગ્યા યોગ્ય અને અપ્રાસંગિક કાંઇ લખાણ જણાય તો તે માટે પ્રથમ પ્રયાસી યુવાન ઉછરતા લેખકને માફી બક્ષશોજી. એજ મોરબી. તા. ૧-૭-૯૯.

યોજક.

## દેશની પડતી.

" અભિમાન મૂક્યુંરે, મૂક્યું આર્ય સમસ્તે—ટેક

આશા બાંધી નિયમિત ગાંઠી, વિચારી ધંધો કીધો,
જ્ઞાન મળ્યું કાંઇ ઘણો વધ્યો, રસડહાંમ પણ લીધો.—અભિ. ૧

સત્તા, માનને દ્રવ્ય ગયાંરે, ધંધા નહીં સચવાણા,
સ્નેહ, અર્થને ધર્મ દૃઢતા, સાંકળમાં સપડાણા. —અભિ. ૨
વિવેક રાખી મથન કર્યા પણ, કેશામાં નવ ફાવ્યા,
નિવૃત્તિના તપન પ્રયોગો, લેશ ન કરવા ભાવ્યા. —અભિ. ૩
વિલાસમાં બની બીકણ કાતર, કપટ કોરડા ખાઇ,
ખંત ધરી રાખી નહિ એકી, રહ્યા પુરા ચંપાઇ. —અભિ. ૪
હારી બેઠા નિરાશ થઇ સહુ, કાળનું માતમ ગાએ,
લોક રૂએ તેમ કહે નર્મદા, શંકર શરણે જાએ. —અભિ. ૫

—નર્મ કવિતા.

## કોને ખબર શું દેશમાંથી જાય છે ?

હરિગીત.

નીતિ ગઇ પ્રીતિ ગઇ રીતિ ગઇ શાંતિ ગઇ,
વિદ્યા કળા કીર્તિ કુલીનતા કાંતિ પણ ચાલી ગઇ;
પૈસો ગયો સદ્ધર્મની જાવા તયારી થાય છે,
શિવ ! શિવ ! અરે કોને ખબર શું દેશમાંથી જાય છે. —૧

લક્ષ્મીતણી તો ટેવ છે, તેતો સદા ફરતી ફરે,
અહિં એકલાં રહીને, હવે, બુદ્ધિ બિચારી શું કરે;
કે ' છે સહુ સંસાર આ સઘળો સુધરતો જાય છે,
શિવ ! શિવ ! અરે કોને ખબર શું દેશમાંથી જાય છે.—૨
પે'લાં તપાસો અંગપર, શું શું હવે છે દેશનું,
પગથી લઇ માથા સુધી, સઘળું ભર્યું પરદેશનું;
તકલાદી પણ દેખાવડો, બહુ માલ જ્યાં વપરાય છે,
શિવ ! શિવ ! અરે કોને ખબર શું દેશમાંથી જાય છે. —૩
દ્રઢતા દયા મર્યાદ હિંમત શૈર્યતો સટકી ગયાં,
હથિયાર પણ હમણાં નકામાં, સર્વના ઘરમાં થયાં;
સત્તા લઇ બધી આપણી, શિદ અન્યને સોંપાય છે,
શિવ ! શિવ ! અરે કોને ખબર શું દેશમાંથી જાય છે. —૪
રાજા ઘણા વેશ્યાતણાં ગાયન વિષે ગુલતાન છે,
મદિરાતણા મદમાં અરે, કહું કેટલા બેભાન છે;
સમજુખરા વિદ્વાનની બે વાત ક્યાં સંભળાય છે,
શિવ ! શિવ ! અરે કોને ખબર શું દેશમાંથી જાય છે. —૫
સુધરી જવાનાં સાધનોમાં મુખ્ય વસ્તુ આટલી,
ઘડિયાળ, ચસમાં, બૂટ કર છત્રી છડી કે બાટલી;
ઉત્તમ ગણતાં એજ કેળવણીતણાં ફળ થાય છે,
શિવ ! શિવ ! અરે કોને ખબર શું દેશમાંથી જાય છે. —૬
મુડદાં હજારો ચીરીને જ્યાં દાકતરી શીખાય છે.
કલિના પ્રતાપે બ્રાહ્મણો પણ ભ્રષ્ટ તેમાં થાય છે,
ધનલોભથી કુળવાનથી પણ નીચ કર્મ કરાય છે;
શીવ ! શીવ ! અરે કોને ખબર શું દેશમાંથી થાય છે. —૭
દિવસો દિવસ મીઠું જુવો મોઘું વધારે થાય છે,
જબરા કરો આ રાંક હિંદુસ્તાનપર નંખાય છે;
નિર્ધન થતો આ દેશ દેખી દુર્જનો હરખાય છે,
શિવ ! શિવ ! અરે કોને ખબર શું દેશમાંથી જાય છે. —૮
ત્રણસો ડબાની રેલમાં પણ ભેદ સાવ તજાય છે.
ઉત્તમ ગમે તે વર્ણ સાથે ઢેડ બેસી જાય છે;
આર્યો થકી તે સમય અક્ષર એક શું બોલાય છે,
શિવ ! શિવ ! અરે કોને ખબર શું દેશમાંથી જાય છે.—૯

—કાવ્યકુસુમ.

# अर्वाचीन आर्यों

### અને તેમના

# आचार विचार.

---

વાંચનાર ? હાલ આર્યોપર રાજ્ય કોનું ચાલે છે ? અંગ્રેજોનું ! ના—ના ભુલી કેમ જાઓ છો ? કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અને મત્સર એ છ જણાઓ આ વખતે આ દેશમાં ખરી રીતે રાજ્ય કરતા જોવામાં નથી આવતા ? મિત્રો ! આગળના આપણા બાપદાદા આર્યજનનું સુખ નથી સાંભરતું ? પણ વળી તમારામાંથી કોઇ કદી પૂછશે કે શું કરીએ જુવોને ! વિષ્ણુશર્માએ કહ્યું છે કે—

રાવણે પરસ્ત્રી હરણ કરવામાં દોષ કેમ ન જાણ્યો ? રામે સોનાના મૃગને અસંભવ કેમ ન વિચાર્યો ! ને યુધિષ્ટર પાસાના દ્યુતે કરી અકસ્માત અનર્થને કેમ પ્રાપ્ત થયા ? માટે પાસે આવેલી વિપિત્તિ વડે મૂઢ થએલા મનવાળા મનુષ્યોની મતિ ઘણું કરી ક્ષીણ થાય છે. હા ! એ વાત ખરી પણ તમે હમેશાં આમ બેશી રહેશો ? મિથ્યા અભિમાન ધારણ કરી અનેક પ્રકારના વૈભવમાં પડી આળસુ શા માટે થાઓ છો ? ઉઠો, બેઠા થાઓ 'મનુષ્ય યત્ન ઇશ્વર કૃપા, હિંમતે મરદા તો મદદે ખુદા.' હિંમત હારી જવામાં માલ નથી. Try and try again.

બ્રાહ્મણ, ક્ષત્રી, વૈસ્ય અને શુદ્ર એ ચાર જાતો અને તેમાંથી નીકળેલા ફાંટાઓએ પોતાની ઉત્તમતાને મુકી પરમેશ્વરનું નામ લેવું એક બાજુએ મૂકી દીધું છે. અને તેઓ અધમાચરણો કરવાને તત્પરજ જણાય છે, એમાં નવાઇ શું ? બ્રાહ્મણ લોકો જે આગળ વિદ્વાન ગણાતા તે હવે ઘરઘર રખડતા નજરે પડે છે. અભિમાન અને અદેખાઇ તેઓએ વેરી લીધેલી જણાય છે. બ્રાહ્મણોએ ભણવું ગણવું મુકી દઇ, બાપદાદાથી મોટાઇ માની બેશી રહેવું, એજ ઉત્તમ ગણ્યું છે. બ્રાહ્મણોમાંથી દશમો ભાગ પણ ભણી ગણી હુશિઆર થતો હોય એમ ધારવું શક ભરેલું છે. ને કદાચ કોઇ ભણતા હશે તો ગણતા તો નથી જ. હવે તો મહેરબાનો ! ખરે બપોરે રાત જેવું થઇ ગયું છે. કોઇ તન અને મનથી અભ્યાસ કરતા જ-

ણાતા નથી. કોઇપણ જાતની ડીગ્રી મેળવી એટલે બસ ! અંદર તો પોલ પોલા. પુરૂં ભણાતું નથી તેથી નવી નવી શોધ થતી નથી અને નવી શોધ વિના દોલત વધેજ ક્યાંથી ! દોલત વધે નહિ ત્યારે શાસ્ત્ર શોધન તો ક્યાંથી જ થાય ? સર્વે ગયું બાઇ ! રિદ્ધિ સિદ્ધિ સર્વે ગઇ, હવે તો રાખ રહી. તેમાંએ વળી અભણની દશાની તો વાતજ મૂકો. અભણને ભણેલ છટ્ છટ્ કહી ધિક્કારી કાઢે છે. અને અભણને ગુલામ થઈ રહેવાની ફરજ પડે છે. શું કરે બિચારા ! ધન અને માન તો ભણેલાજ લઇ જાય છે. અભણતો રોતાજ નજરે પડે છે.

જેને વિષે સત્યદાન, અદ્રોહ, અક્રૂરતા, લજ્જા, દયા, તથા ઇંદ્રિય નિગ્રહ, દેખાતાં હોય તેને બ્રાહ્મણ કહેલ છે. પણ હાલમાંતો બ્રાહ્મણોને આપણે ધનના લોભથી વેદાંતનાં પોથાં લઇ ચારેકોર રખડતા જોઇએ છીએ પણ તેઓ સિદ્ધાંત જાણતા હશે કે નહિ તે તો વાચનારજ સમજશે ! બ્રાહ્મણ લોકોમાં વૈરનો પાયો મજબુત નંખાયો છે. અને મમતા રાખવાથી તેઓની વધારે ખરાબી થઇ છે. એક પાઇને વાસ્તે બે ગાઉ તથા લાડુને વાસ્તે સાત ગાઉ જતાં અટકતા નથી, તેઓની ફરજ શુંછે ? ધર્મ શું છે ? તે ભુલી જઈ ચારે કોર જર વાસ્તે કજીઆ કરે છે તે કલિયુગ કે બીજું કાંઈ? બ્રાહ્મણ લોકો વિદ્વાન ગણાય છે પણ ગરીબ લોકો—ઢેડ જેવાનું પણ ભારે વ્યાજ લેવામાં કશી મણા રાખતા નથી. શાસ્ત્રનું ભાન હોય એવું જણાતું નથી ને તેથીજ તેઓ ઉંધે રસ્તે જવાને લલચાતા જણાય છે. વ્યભિચારમાં પણ તેઓએ આગળ પગલાં ભર્યાં હોય એમ જણાય છે. જો કોઇ કાંઇ ધન આપતું હોય તો શુદ્રાદિક જેવાને ઘેર જઇ શાસ્ત્ર શીખવવામાં શરમ ગણતા નથી, એકાદશાનું ભોજન પણ બ્રાહ્મણો લેવાને જરાએ આનાકાની કરતા નથી. કદાચ સામા ધણી પાસે પૈસા ન હોય તો ઘરેણું ગાંઠું વેચવા ઉશ્કેરવામાં મણા રાખતા નથી. એ પણ ખરૂં કે તેઓની પંડિતાઇ જેનો રાજાઓએ સત્કાર કરવો જોઇએ તેને બદલે આજકાલ દરવાજામાંથી જ ધક્કા ખાઇ પાછું જવુ પડે છે. હાય દશા ! પણ બ્રાહ્મણોનો તો વળી એવો સ્વભાવ થઇ ગયો છે કે જેમ વધારે ધક્કા ખાય તેમ વધારે જાય, અંતે રાજાને રીસ ચડે એ પણ ખરૂં ! શિઆળો, ઉનાળો અને ચોમાસું કેટલાકતો કાસદપણું કરી જ ગાળે છે. અરે આ કેનો ધંધો કોણ કરે છે ? નાતમાં જમતાં જમતાં કેટલાક વઢી પડતા નજરે પ-

ડે છે. જરને વશ થઇ પેટ ઉપર પુરૂં લુગડું તો શું ? પણ પેટમાં પુરૂં ખાતા હોય એમ હું ધારતો નથી. લસણ અને ડુંગળી ખાવામાં કોઇ જાતનો ભેદ ગણતા જ નથી. અને તેથી જ હાલ ધીમે ધીમે અફીણ, તંબાકુ, ભાંગ, ગાંજો, વગેરે વ્યસનો તેઓને આવી વળગ્યાં છે. સંધ્યા સ્નાનને છાપરે મુકી દીધાં છે. તેઓ વૈશ્વદેવ, નૈવેદ, બ્રહ્મયજ્ઞ. તર્પણ, વગેરે કેટલું જાણે છે તેતો આપ જાણોછો જ ! પુત્રને સાળો કહીને ગાળ દેવામાં જરા અચકાતા નથી. એ માણુસનું જમવાનું નોત્રું હોય તો ચાર માણુસ જવાને જરા પણ ચૂકતા નથી એવું પણ મેં સાંભળ્યું છે. ગળા સુધી ઠાંસી ઠાંસી ખાવામાં કશી કચાશ રાખતા નથી. આનું પરિણામ કેવું વિપરિત છે તે વિચારોતો ખરા ! કેટલાકો તો હાલ અમથા ચકલે શેરીએ બેશી કજીઆ કંકાસ કરતા માલુમ પડે છે. શું કરે ? મફતનું ખાવું ને મશાદે સુવું. ગામમાંથી લોટ લાવવો ને કજીઆ કરવા. ઘરમાં ખીચડીમાં ઘી ખાતા હોય કે નહિ પણ કોઇ જમાડતું હોયતો કહેશે કે શેર શેર ઘી વિના નહિ ચાલે ભાઈ ! કેટલાકોને ધંધો નહિ મળવાથી ટેલ નાંખતા માલુમ પડે છે, તો કેટલાક વ્યાસજી થઇ માણ વગાડતા ને રાગડા ગાતા માલુમ પડે છે. જજમાનોને તે લુંટવાને કચાશ રાખતા નથી. ખોટી લાંઘણો કરી દાપું લેવા ભુલતા નથી ને તેથી પણ કદાચ ન આપેતો માથું ફોડી લોહીના હાથા તારા ઘર ઉપર દઇશ એવી બીક દેખાડવામાં પણ પાછા પડતા નથી. કેટલાકો તો વળી મેમણ અને વોરાના પણ વાણોતર થઈ રહેલા છે. કેટલાકો મજૂરી કરે છે. કેટલાકો ગાડાં હાંકતા ને કેટલાકો ખેડ કરતા નજરે પડે છે. જુઓતો ખરા આ કેનો ધંધો ? આ કોણ કરે છે ? કેટલાકો પેટને કાજ હવેલીઓમાં ગોપીઓનો વેશ લઇ રાસ રમે છે અને કેટલાકતો નાટકોમાં સ્ત્રીઓનો વેશ લઇ શ્રોતા જનોને લલચાવી પૈસા પડાવે છે. કેટલાક પોલીસની નોકરીમાં દાખલ થઈ ગયા છે પણ લડાઇ સમે આ લોકો શું જશ કરી આવે તે મનમાં તમે જ વિચારી લેશો ! નમસ્કાર કરવાની અસલ રીતને ઉંચે ટાંગી સલામો કરતા નજરે પાડે છે. ફારસી (પર્શીઅન) ભાષા તેઓને વધારે ગમી લાગે છે. દરેક આર્યજને પહેલી સ્વદેશ ભાષા એટલે સંસ્કૃત જરૂર જાણવી જોઇએ. કારણ કે પ્રાચીન આર્યોના સર્વ વિદ્યાના ગ્રંથો તે ભાષામાં છે. ઉપરાંત તે મૂળ ભાષા જાણેથી તેમાંથી ઉત્પન્ન થએલી બીજી ભાષાઓ સારી રી-

તે સમજી શકાય છે. બીજું સ્વભાષા એટલે પોતાના દેશની ભાષા જરૂર જાણવી જોઇએ. કારણ તે વિના પોતાના દેશીઓ સાથેના વહિવટમાં તેમને ઘણી અડચણ પડે છે. ત્રીજું રાજ્યકિય ભાષા એટલે જેમનું રાજ્ય હોય તેની ભાષા જરૂર શીખવી જોઇએ કારણ તે વિના તેમની સાથેના વહિવટમાં અગવડ પડે છે. પણ ફારસી ભાષાની બ્રાહ્મણોને ક્યાંય જરૂર પડતી હોય એવું જણાતું નથી. નથી તેઓની સ્વદેશ ભાષા કે નથી તેઓની રાજ્યકિય ભાષા પણ ટુંકામાં કહીએતો મુળભાષા જે સંસ્કૃત તેની જ પડતી કરવા તેઓએ આ કામ માંડયું હોય એમ જણાય છે. નવલરામ કહે છે કે "અહા! હાલ કેળવણી જેવી ઊંચી આટલા બધા તરૂણો લેછે તેવી જો સ્વભાષાની મારફતે અપાતી હતતો આપણો દેશ વિદ્યાદિ સર્વે બાબતોમાં કેટલી બધી સુધારણાને પામ્યો હત? તેનો જ્યારે કાંઇ તર્ક કરીયે છીયે ત્યારે આત્મા છેક ભિન્ન ભિન્ન થઇ જાય છે અને વખતે એવો નિર્વીર્યકારી વિચાર પણ બળવત્તર થઇ પડે છે કે જ્યાં સુધી સ્વભાષાએ પોતાનો એ સ્વાભાવિક હક સંપાદન કર્યો નથી ત્યાં સુધી તે દ્વારા જે વિશેષ પ્રયત્નો વિદ્યાવૃદ્ધિનાં કરવા તે નિષ્ફળ છે." માથા વચ્ચે ચોટલી રાખવાને બદલે વાંદરાંની પેઠે આગળ વાળનો ગુચ્છો રાખવાનો અને કાનસીઆ વધારવાનો ચાલ દિવસે દિવસે પ્રસરતો જાય છે. કેટલાકોતો પાઘડીઓમાં મોટા ટીપણા ખોસી સ્ત્રીઓને ધુતવાનો ધંધો લઇ બેઠેલા છે.

શુદ્ધ મનથી પુજા કરવી મુકી દઇ હવે જેમ મનમાં આવે તેમ પુજા કરતા જણાય છે. જ્ઞાનમાર્ગ શું છે? અને સતધર્મ કોને કહેવો? તે જાણુતા નથી. બ્રાહ્મણો જ્યારે શાસ્ત્રથી ઉલટા ચાલે તો પછી બીજી જ્ઞાતિઓમાં તે રીવાજ પ્રસરે તેમાં કાંઇ નવાઇ નથી. કોઇ કોઇ છાનું છાનું દિકરીનું દ્રવ્ય લેતાં સંભળાય છે, અરે! આર્યજનો વિચારો! શાસ્ત્રો કહે છે કે સમજુ પિતાએ કન્યા બદલ કાંઇ પણ ધન લેવું નહિ કારણ લોભથી થોડું પણ ધન લેતાં મનુષ્ય છોકરૂં વેચનાર ઠરે છે. કલિયુગેતો કાળો કેર વર્તાવ્યો છે! પિતા અને માતા પણ વખતે પોતાના સંતાનને બિભત્સ શબ્દોથી ગાળો દેતાં સંભળાય છે. કન્યાનું ધન લેનાર માણુસ ઘણી વખત ચંડાળને ઘેર જન્મ લઇ અંતે વેશ્યાને ઘેર જન્મ લે છે.

જે માણુસ કન્યા વેચે છે તેના કરતાં તો પારધિ પણ સારો કારણ કે તે બીજાને જ માટે નિર્દયતા વાપરે છે પણ પોતાના કુ-

કુંબ ઉપરતો દયા લાવે છે.

રાજ્ય કારભારમાં પણ ઘણા ફેરફાર માલુમ પડે છે, માનવ ધર્મ શાસ્ત્રના આઠમા અધ્યાયમાં કહ્યું છે તે જુઓ! "ન્યાયાધીશે ન્યાયાસન ઉપર બેસી, વસ્ત્ર વડે શરીરને ઢાંકી સાવધાન થઇ તથા જગતના પાલક પરમેશ્વરને પ્રણામ કરી ન્યાય કરવા માંડવો. પણ તે ન્યાય કરનાર રાજા વા તેણે નીમેલા પુરૂષે પોતે પક્ષપાતથી વાદી પ્રતિવાદિનો કજીઓ વધારવો નહિ, ને કોઇએ કજીઓ સાંભળવામાં કોઈ રીતે ઢીલ કરવી નહિ, અને કાયદાના નિયમમાં રહી, સત્ય શું છે, કજીયો કેવો છે, પોતે શું કરવા બેઠો છે, સાક્ષી કેવા છે અને દેશકાળ તથા વ્યવહારની રીતભાત કેવી છે, એ સર્વ તપાસવાં એ રીતે ન્યાયાધીશે પરસ્પરે વાંધો પડેલ વાદી પ્રતિવાદીના, સાક્ષી આદિ પ્રમાણના વિશ્વાસથી સિદ્ધ થએલ કાર્યનો ખુલાસો આપવો." પરનારીનો સંગ એ રાજાઓ પોતાનું ભૂષણ લેખે છે. કેટલાકતો વેશ્યા ગુણકાના ગાયનમાં જ લીન થઇ ગએલા છે- પ્રજા સુખી છે કે દુઃખી તે રામ જાણે. કેટલાક મદિરાના મદમાં બેભાન થઇ પડેલા છે. કેટલાક લોકો વ્યવહારમાં રાજ્ય નિયમથી વિરૂદ્ધ ચાલતા જણાય છે. વ્યવહારમાં રાજ્ય નિયમથી વિરૂદ્ધ કોઇ કાળે પણ વર્તવું નહીં, કેમ કે રાજ્ય નિયમને અનુસરી વ્યવહાર ચલાવનાર સુખી થાય છે, ને વિરૂદ્ધ રીતે વર્તનાર રાજશિક્ષાને પાત્ર થઇ દુઃખી થાય છે. વર્તમાન સમયમાં પૃથ્વી ઉપર રાજ્ય ત્રણ પ્રકારનાં ભાસે છે. રાજાસત્તાક, રાજાપ્રજાસત્તાક અને પ્રજાસત્તાક. એમાંથી જે પ્રકારના રાજ્યની સત્તા નીચે વસતા હોઇએ તેના નિયમને અનુસરી સદા ચાલવું, રાજાસત્તાક રાજ્યમાં માત્ર રાજાની જ સત્તા હોય છે, તેમાં પ્રજા માટે જે જે નિયમો બાંધવામાં આવે છે, તે સર્વ રાજાની સ્વતંત્ર ઇચ્છા મુજબ બંધાય છે, માત્ર તેમાં સલાહકાર મુખ્ય પ્રધાનાદિ હોય છે, પ્રજાની સલાહ મુદલ લેવામાં આવતી નથી. જેથી ઘણી વેળા પ્રજા નારાજ થાય એવા નિયમો બંધાય છે, ને તેનું પરિણામ એવું આવે છે કે, કોઇ સમય પ્રજા રાજ્ય વિરૂદ્ધ થતાં જ્યાં ત્યાં કલેશ ઉત્પન્ન થઈ રાજ્યની ચાલતી વ્યવસ્થામાં ભંગાણ પડે છે. રાજાપ્રજાસત્તાક રાજ્યમાં સર્વે નિયમો રાજા અને પ્રજા તરફથી નિમાયલા અધિકારીઓ પરસ્પર વિચાર કરી બહુ મતથી બાંધે છે, જેને રાજા પોતાની મંજુરિઆત આપે છે. એવા નિયમોથી પ્રજાને નારાજ થવાને કંઇ કારણ રહેતું નથી, કેમકે તેમાં પ્ર-

જા પોતે પોતાના અધિકારિયો દ્વારા સામેલ હોય છે. જેથી કંઇ પણ કલેશ ઉત્પન્ન ન થતાં રાજ્યની વ્યવસ્થા સુદૃઢ થાય છે. પ્રજાસત્તાક રાજ્યમાં પ્રજા પોતે અધિકારિયો નીમી તે દ્વારા નિયમો બાંધી બહુ મતથી રાજ્ય ચલાવે છે; જેથી કોઇ વેળા પણ ત્યાં કલેશ ઉત્પન્ન થવાને કારણ મળતું નથી. પણ પ્રજાસત્તાક રાજ્ય જો બધી પ્રજા કેળવાયલી હોય તોજ ચાલી શકે છે, કેમકે કેળવાયલી પ્રજામાં આખી પ્રજાના સામાન્ય લાભ અલાભ સમજવાની શક્તિ હોવાથી તે એક સંપ રહેછે, ને સમગ્ર રાજ્ય પોતાનું છે, એવી તેને મમતા બંધાય છે; જેથી રાજ્યની વ્યવસ્થા તે ઠીક રાખી શકે છે. પ્રજાસત્તાક રાજ્ય, રાજા પ્રજા બન્ને કેળવાયલા, સમજુ તથા ઉદાર મનના હોય તોજ સ્થાપી શકાય છે, કારણ રાજ્યના વહિવટમાં પ્રજાને મત આપવાનો હક આપવો, એ સમજુ તથા ઉદાર રાજાના ધ્યાનમાં ઉતરે છે અને પોતે મત આપતાં વિવેકને ભૂલ્યા વિના રાજ્ય ભક્તિ કાયમ રાખવી, એ સમજુ તથા ઉદાર પ્રજા વિના બની શકતું નથી. વળી રાજ્યમાં રાજા પ્રજા બન્નેને રાજ્ય પોતાનું છે, એવી મમતા હોવાથી રાજ્યની વ્યવસ્થા સારી રીતે રાખી શકાય છે. જે દેશમાં પ્રજા વિદ્વાન, ને રાજ્ય રાજાનું હોય ત્યાં એવું રાજ્ય બંધ બેસતું આવે છે. રાજાસત્તાક રાજ્ય જ્યાં પ્રજા અજ્ઞાની હોય ત્યાંજ માફક આવે છે, કારણ અજ્ઞાની પ્રજામાં સામાન્ય લાભ અલાભ સમજવાની શક્તિ ન હોવાથી સૌ પોત પોતાનો લાભાલાભ જુવે છે, ને રાજ્ય પોતાનું છે, એવી મમતા હોતી નથી અને મમતા બાંધ્યા વિના કોઇપણ કાર્યની સિદ્ધિ યથાર્થ થઇ શકતી નથી. માટે તેવી પ્રજાને રાજાસત્તાક રાજ્ય યોગ્ય છે, કેમકે રાજાને રાજ્ય પોતાનું છે, એવી મમતા હોય છે, જેથી રાજ્યની યથાર્થ વ્યવસ્થા રાખવામાં તે અનાદર કરતો નથી. પણ પ્રજાને જ્ઞાનવાન્ કરવી એ રાજાના હાથમાં છે, કેમકે તેની પાસે પ્રજાને કેળવવાનાં સર્વ પ્રકારનાં સાધન હોય છે. માટે તેણે અનેક પ્રકારની પાઠશાળાઓ સ્થાપી તે દ્વારા પ્રજાને જ્ઞાન આપવું, ને તેને રાજ્ય વહિવટમાં મત આપવાનો હક આપવો. જેથી તેના તરફથી કોઇપણ પ્રકારેની હાની થવાનો પોતાને ભય રહે નહીં. પૂર્વે કોઇ રાજ્ય, રાજા, દંડ તથા દંડ દેનાર નહોતા, પણ સર્વજન ધર્મે કરી પરસ્પર રક્ષા કરતા હતા. પણ એવી સુખદાયક રાજનીતિ જો ચાલતી હોય તો પ્રજાની વૃદ્ધિ થતાં વાર લાગે નહિ, જેથી એવો પણ વખત આવે કે અતિ વૃદ્ધિ થતાં તેનું પોષણ પુ-

રૂ પડવું મુસ્કેલ થઈ પડે. તેથી માંહોમાંહે મારા મારી ઉત્પન્ન થઇ એ રાજનીતિનો નાશ થવાનો સંભવ છે. એવી શંકા થાય તો સમજવું કે સૃષ્ટિમાં સમતોલપણું રેહેવા માટે જેની વૃદ્ધિ થાય તેનો ક્ષય અને ક્ષય થાય તેની વૃદ્ધિ કાળે કરી પોતાની મેળે થવાનો સ્વભાવ છે; એ નિયમ પ્રમાણે પ્રજાની અતિ વૃદ્ધિ થતાં રોગાદિ કોઇ પણ કારણથી તેનો ક્ષય થાય છે. જેમ કુટુંબના વડીલનું મુખ્ય કામ કુટુંબનું ભરણ પોષણ કરવાનું છે તેમ રાજાનું મુખ્ય કામ પોતાની પ્રજાનું સારી રીતે સંરક્ષણ કરવાનું છે. કુટુંબ સિવાય જેમ વડીલ નહીં, તેમ પ્રજા વિનાનો રાજા નહીં, અને વડીલ શિવાય જેમ કુટુંબ નહીં તેમ રાજા વિનાની પ્રજા નહીં.

જેમ ભ્રમર પુષ્પને બચાવતાં તેમાંથી રસ ગૃહણ કરે છે, તેમ રાજાએ મનુષ્યને નીચોવ્યા વિના તેમની પાસેથી કર લેવો. બગીચાના માળીની પેઠે વૃક્ષમાંથી ફુલ લેવાં, પણ કોલસા કરનારની પેઠે વૃક્ષને મુળમાંથી કાપી ન નાંખવું કેમકે જે રાજાથી, પારધિથી મૃગલાની પેઠે પ્રજાત્રાસ પામે છે. તે રાજા સમુદ્ર પર્યંત પૃથ્વીને પામીને પણ નાશ પામે છે. રાજાએ જેમ પોતાને તથા ધંધો કરનાર સર્વ પ્રજાને લાભ થાય તે રીતે વિચાર કરી રાજ્યમાં નિરંતર કર ઠેરવવા કેમકે જે રાજા મોહથી વિચાર કર્યા વગર પોતાના દેશને પીડે છે તે બાંધવો સહિત રાજ્યના જીવિતથી થોડા કાળમાં ભ્રષ્ટ થાય છે

હાલમાં કેટલાક ગરાસિયા-રજપૂતોએ ભણવું ગણવું કડવું ઝેર જેવું ગણ્યું છે. લાડમાં ઉછરી મસ્તાન જેવા થઇ રહ્યા છે. રાજબિજ ખરેખરાતો કોક જ હોય છે. કેટલાક કુંભાર, લુવાર, સુતાર અને ઢેડના છોકરાઓને ગાદી ઉપર બેસાડતા જણાય છે. દરબારમાં રાણીઓ જે જાર કર્મ કરે છે તેનાથી સર્વ માણસો વાકેફ હશે. દાસીવેશે પુરૂષો રાખી અંદર જાર કર્મ કરે છે એવા ઘણા દાખલા મારા મિત્રોના સાંભળવામાં આવ્યા હશે. પુત્ર પ્રસવની લાલચે પેટ ઉપર લુગડાં કે તાંસળાં બાંધી દેખાડે છે કે ગર્ભવતી છે પણ થોડા દિવસ પછી કોઇ હલકી વર્ણના છોકરાને લાવી પુત્ર પ્રસવ્યો એમ જાહેર કરે છે. આવી રીતે કોળી નાળીના છોકરાઓ પણ રાજ્યના વારસ થાય છે. કેટલાક રાજાઓ ઘણા રંડીબાજ અને કેટલાક ઘણા અફીણીઆ છે. હિંદુસ્તાનનો આટલો વખત દિવસ હતો તેની હવે રાત પડી છે. દિવસ પાછો ક્યારે ઉગશે તે પરમેશ્વર જાણે. દરવાજાપર દરવાનો પણ પરદેશીઓને નીચોવવામાં મણા રાખતા નથી.

જેમ શશિને રાહુ કેર વર્તાવે છે તેમ કલિયુગે કાળો કેર વર્તાવવા માંડયો છે. જ્યાં જોઇએ ત્યાં તોલ માપમાં કોઇ ઓછું આપી શકે તે હુશિઆર ગણાય છે. એકના બે કરવાને ભુલતા નથી. દલાલ—સર્વ પ્રકારના દલાલોની સંખ્યા વધતીને વધતી જ જણાય છે. સત્યતો સમુળગું નાસી ગએલું છે.

"સત્યવડે વાયુ વાય છે તથા સૂર્ય આકાશમાં પ્રકાસે છે, સત્ય એ માણસોની પ્રતિષ્ટા છે. સત્યમાં જ સર્વ રહ્યું છે માટે સત્યને શ્રેષ્ટ કહ્યું છે. સત્યના ત્રણ ભાગ છે. વાચિક, કાયિક અને માનસિક. શબ્દ બોલતી વખતે સાચે સાચું બોલવું તે વાચિક સત્ય. શરિર વડે કોઇપણ કામ કરતી વખતે ખરી રીતે જે કરવું ઘટે તે કરવું તે કાયિક સત્ય. કાયાવડે જે કામકાજ કરવામાં સત્ય ( પ્રમાણિક ) વર્તણુક રાખીએ અને યોગ્ય વિચાર કરીએ તે માનસિક સત્ય." (રાજકુમાર કોલેજ ભાષણ) એક ફારસી કવિ કહે છે કે સાચવટ એ ઇશ્વરતાની પ્રસન્નતાનું કારણ છે. ખરે માર્ગે ચાલતાં હાનિ પામ્યો હોય એવો કોઇ પણ માણસ મેં જોયો નથી. મરવું એતો નિર્માણ થએલું જ છે માટે મોત થતું હોય તોપણ સત્યનો ત્યાગ ન કરવો. કેટલાક અજ્ઞાન માણસો ધારે છે કે સત્યનો વખત નથી. આવા કલિયુગમાં જો સત્ય બોલવા જઇએ તો વધારે હેરાન થઇએ "સાચા બોલો સગી માએ માર્યો" વીગેરે રદીઆ આપી સત્યનું ખંડન કરે છે પણ એવા માણસો જો ઉંડા ઉતરી વિચાર કરેતો તરત માલુમ પડે કે—सत्यमेवजयति. સત્ય જ આખરે તરે છે અને સત્યવાદી જ આખરે સુખી થાય છે. અયોધ્યાના પ્રતાપી રાજા હરિશ્ચંદ્રને, યુધિષ્ટરને અને રામચંદ્ર જેવાને સત્યને માટે કેટલું બધું દુઃખ ખમવું પડયું તેનો જરા વિચારતો કરો ! પણ આખરે સત્યની ફત્તેહ થઇ અને તેઓ ઘણું સુખ પામ્યા તેમ જ ગ્રીસનો રહેવાશી સોક્રેટીસ જે એક મહાન્ પુરૂષ હતો તેને પણ સત્ય વાસ્તે ઘણું વેઠવું પડયું હતું. તેનો સત્યબોધ અજ્ઞાનોને ઉલટો લાગ્યો. તેઓ તેને નિંદવા લાગ્યા અને આખરે તર્કટ કરી કેદમાં નંખાવ્યો તોપણ તેણે પોતાની ટેક ન છોડતાં હિંમત રાખી છેવટે ઝેર પાઇને મારી નાંખ્યો તે વખત પણ ડગ્યો નહિ પણ જુવો ! પાછળથી તે ગ્રીસના એક મહાપુરૂષ તરીકે પંકાયો ને બધા લોક તેનાં વખાણ કરવા લાગ્યા. માટે જૂઠ તે ચાંદરણાંના અજવાળાની પેઠે થોડા વખતની જ ટાપટીપ છે. અંતે સત્ય જ તરે છે.

અર્વાચીન કાળમાં મિનિટે મિનિટે દરેક કામમાં દરેક માણસ ધર્મના સોગન ખાતાં સંભળાય છે. એક પૈસા વાસ્તે સામાને મા બેન સામી ગાળો દેતાં અચકાતાં નથી ને જરા વારમાં તોફાન કરી દરબાર ચડવું માન માને છે. હાલમાંનો લોકો પાંચ પૈસા થાય એટલે પથ્થરમાં નાંખવા એ માન ગણે છે ને કેટલાકતો પાંચ પૈસા થાય એટલે દેવાળું ફુંકી બેસે છે. " જાઓ દીવાળું કાઢયું નથી આપતા ! " એમ બોલતા નજરે પડે છે. આજકાલ આ તો એક છોકરાની રમતજ ગણાય છે. એક સારી વસ્તુ દેખાડી તેને બદલે દગાવાળી આપવી તેમાં મોટાઇ સમજે છે, કેટલાકો વૈષ્ણવો થઇ શીરાપુરી જમી રાતે રામાસંગ સુઈ કહે છે કે અમે તો સંસાર ત્યાગી છીએ. કેટલાક વૈષ્ણવો એવો ડોળ કરે છે કે જો કોઇ કદોઇ કે સોની અડે તો થુંકી નાખે છે. પણ શરીરની અંદર તો એટલો કામ હોય છે કે ના પૂછો વાત ! આને કળિયુગ કહેવો કે બીજું કાંઇ ? કેટલાકો કુમારિકાઓ અને કેટલાકો વિધવાઓને રાખી બેઠેલા છે. પરિણામ જોવું હોય તો પૂછો વૈદોને કે કેટલી ગર્ભણીઓના ગર્ભ ઔષધોથી ગાળી નાંખવામાં આવે છે. સ્ત્રીઓ પોતાના સ્વામીને વશ કરવા ચીઠી દોરા કરાવતી નજરે પડે છે અને તેથી જ આજ કાલ એવા ઢોંગીઓનું ફાવી ગયું છે. હું તો હમેશાં કેટલાક યુવાનોને જ્યાં ઝાઝી સ્ત્રીઓનો સમુહ હોય ત્યાં સારા બપકાથી જતાં જોઉં છું એવા ઇરાદાથી કે કોઇ તેમની સાથે પ્યારમાં પડેતો સારૂં. હે મિત્રો ! વિચારો, વિચારો તો ખરા ! સ્ત્રીઓ તરફ પાપ દૃષ્ટિથી જોવું એ વિષે કેટલું પાપ કહ્યું છે તે જુઓ. " પાપ દૃષ્ટિથી નીચ આચરણ થવાનો સંભવ છે. આજ સર્વ અકલ્યાણનું સાધન છે. આજ સર્વ સદ્‌ગુણોનો નાશ કરનારૂં રામબાણ ઔષધ છે. આજ દુર્ગુણોની જન્મ ભૂમિ છે અને આજ સભ્યતા રૂપી વૃક્ષને મૂળથી ઉખેડી નાંખનાર છે. પાપ દૃષ્ટિથી વિવેક રૂપી ચિંતામણી ઝાંખો પડી જાય છે, અને તેથીજ સન્માર્ગથી ભ્રષ્ટ થવાનો વધારે સંભવ છે. આથીજ બુદ્ધિ, ગંભીરાઇ અને ધીરજ તેની નજદીક આવતાં બીએ છે એને આથીજ નીચપણાનાં હજારો પાપો વોરી લેવાય છે. "

આગળના વખતમાં વ્યભિચાર શબ્દ કંટાળા રૂપી અને નર્કના ખાડારૂપી લાગતો હતો તો હાલની માફક વ્યભિચારના વિચારો ધ્યાનમાં લઇ તેની સામે જોનાર તો ક્યાંથીજ હોય ? અરે ! કોઇ નહિ ! શાબાશ છે આગળની પ્રજાને કે જે ખરી નીતિ, ભક્તિ, વિ-

વેક, વિદ્યા, સદ્ધર્મ ને સદ્ગુણને એવી દૃઢતાથી વળગી રહેતી કે પોતાનો જીવ જાય તોપણ તે મુકતી નહિ અફસોસ છે કે હાલના વખતમાં ઉપલા સદ્ગુણોથી ભરપૂર વીરો જોઇએ તેટલા મળી આવતા નથી. તેનું કારણ માત્ર કલિયુગજ છે. પરસ્ત્રીસંગ એ આજકાલ રમત ગમત થઇ ગઇ છે. તેનું કારણ વેશ્યા, રાંડો અને રામજણીઓ વિગેરેનો વધારોજ છે.

**જીવડા, માં કર તું વ્યભિચાર. ટેક.**

લપટ ઝપટથી પકડે પિશાચા, નાખી દે નર્ક ખાડ. જિ. ૧
ધન, ધાનને ચિત ચતુરાઇ, ચૂસી લે તે ગવાર. જિ. ૨
શોક કરીશ જ્યારે સંધું જશે કો, થાય ન સંગાથાર. જિ. ૩
ઝટઝટ ગટગટ પી બ્રહ્મ રસ તું, નર્મદ તજી ને જાર. જિ. ૪

( નર્મ કવિતા. )

પરસ્ત્રીમાં શું સુખ છે ?

**દોહરા**

વિષયધ્યાન કરનારનો, તેમાં સંગજ થાય,
સંગે કામ જ થાય છે, કામે ક્રોધ કરાય.
ક્રોધે મોહ જ થાય છે. સ્મૃતિ વિભ્રમ [1] મોથીજ,
બુદ્ધિ નાશ સ્મૃતિ નાશથી, થાય નાશ તેથી જ.
કર્મેન્દ્રિયને [2] વશ કરી, વિષયોને મનમાંય,
કરી યાદ રહે મૂઢ જે, દંભી તે કહેવાય.
ઇંદ્રિયના, વિષયો વિષે, રાગ દ્વેષ એ જોડ,
તેને વશ થાવું નહિ, શત્રૂ [3] એના તેહ.
માટે ઇંદ્રિયને પ્રથમ, વશ કરી એને મૂક,
ટળે જ્ઞાન [4] વિજ્ઞાન [5], એ પાપીથી જ અચૂક.
વિષય થકી પર [6] ઇન્દ્રિયો, છે પર એથી મન,
મનથી પર બુદ્ધિ જ છે, પર તેથી આત્મન.
એમ જાણી પર બુદ્ધિથી, કરિમન ધીયે સ્થીર,
જીત દુરા[7]સદ શત્રુ એ, કામ રૂપ રણ ધીર.

ક્ષણિક સુખને વાસ્તે આ પવિત્ર દેહ અપવિત્ર કરવો એ કેટલું પાપ છે ? જેમ કિંપક તરૂ દેખીતું સુંદર અને શોભાયમાન

---

૧ ભ્રમ. ૨ વાણી, હાથ, પગ, ગુદ તથા મૈથુન ઇંદ્રિ એ પાંચ કર્મેન્દ્રિય કહેવાય છે. ૩ જ્ઞાનીના. ૪ આત્મજ્ઞાન. ૫ શાસ્ત્રીયજ્ઞાન. ૬ શ્રેષ્ઠ. ૭ અસાધ્ય.

લાગે છે પણ હાથ લગાડતાં જ માણસ મરણને સ્વાધીન થાય છે તેમ જ દુરાચાર અથવા કુકર્મનો બહારનો દેખાવ એટલો બધો મોહ ઉપજાવે એવો છે કે તે માણસોને ફસાવે છે. ગૃહસ્થે કોઇ કાળે પણ પરસ્ત્રીમાં આસક્ત થવું નહીં. કારણ જેમ પતિ પોતાની સ્ત્રીને પર પુરૂષમાં આસક્ત જુએતો ખેદ પામે છે, તેમ સ્ત્રી પણ, પોતાના પતિને પરસ્ત્રીમાં લાગેલો જુએ તો નિશ્ચય ક્લેશ પામે છે. એમ બનવું સ્વાભાવિક છે, કેમકે સૃષ્ટિમાં એવો નિયમ છે કે, જેનો હક લુંટાય તેને ખેદ થાય છે. પતિનો હક પત્નિમાં અને પત્નિનો હક પતિમાં હોય છે, તે જો અન્યથી હણાય તો ક્લેશની ઉત્પત્તિ થાય તેમાં કંઇ આશ્ચર્ય નથી, માટે પરસ્ત્રીમાં આસક્ત થવાથી પોતાના ઘરમાં પોતાની સ્ત્રીનું મન અને પારકાના ઘરમાં તે સ્ત્રીના પતિનું મન દુખાવ્યાને લીધે બંને ઠેકાણે ક્લેશ થાય છે. જેનું કારણ તે પરસ્ત્રીગમન કરનાર પુરૂષ ઠરે છે, માટે બંને ઘરમાં જે જીવતાં લગી સ્ત્રી પુરૂષના મનનો વિક્ષેપ રહે છે, તેનો સઘળો દોષ તેને લાગે છે. કોઇનું પણ કોઇ પ્રકારે અન્યાયથી અહિત કરવું, એ દોષ કહેવાય છે. વળી પરસ્ત્રી ગમન એ એક જાતિની ચોરી છે. કેમકે પર સ્ત્રી ઉપર બીજાની સત્તા છે ને બીજાની સત્તા જેના ઉપર હોય એવી વસ્તુ તેના ધણીની રજા મેળવ્યા વિના પોતાના ઉપયોગમાં લેવી એ ચોરી કહેવાય છે. ચોરી કરનાર જેમ દંડને પાત્ર થાય છે તેમ પરસ્ત્રીગમન કરનાર પણ શિક્ષાને પાત્ર થાય છે. માટે કોઇએ પણ પરસ્ત્રીમાં આસક્ત થવું નહિ. કદી મન વશ ન રહે તો તેણે પોતા ઉપરથી વિચારી જોવું કે, અન્ય પુરૂષ તેની પોતાની સ્ત્રીમાં આસક્ત રહે તો તેને કેવું દુઃખ થાય ? એવા વિચારથી મન વશ રાખી શકાય છે. કેમકે બીજાની સાથે વર્તવામાં માણસ જો વારંવાર પોતાની ઉપમા લે, તો કોઇ કાળે પણ આડે રસ્તે ચડે નહિ. વળી પુરૂષોનું કહેવું એવું છે કે વ્યભિચાર થવાનું કારણ સ્ત્રીઓ છે, કેમકે તેમના હાવભાવથી પુરૂષો લલચાઇને ફસાઇ જાય છે. પણ વિચાર દૃષ્ટિથી જોતાં સ્ત્રીઓ કંઇ વ્યભિચારનું કારણ ભાસતી નથી; કેમકે તેઓ જેમ હાવભાવથી પુરૂષોના મન ખેંચે છે તેમ પુરૂષો પણ પોતાની ચેષ્ટાથી તેમનાં મન હરણ કરે છે. એતો બંનેમાં સરખું છે, પણ સ્ત્રીઓ ક્યાંય પુરૂષોની પ્રાર્થના કરતી જાણવામાં આવી નથી. અને પુરૂષોતો તેમની પ્રાર્થના કરે છે એ પ્રસિદ્ધ છે; માટે વ્યભીચાર થવાનું કારણ પુરૂ-

યોજ છે. જો પુરૂષો પોતાનું મન વશ રાખી સ્ત્રીઓની પ્રાર્થના ન કરે તો કોઇ કાળે પણ વ્યભીચાર થાય નહિ; કેમકે સ્ત્રીઓ કદી પોતાની મેળે પુરૂષોની પ્રાર્થના કરનાર નથી.

વળી જેને ઘણું જીવવાની ઇચ્છા હોય, તેણે પારકી સ્ત્રીનો સંગ ત્યાગ કરવો; કારણ આહા !—હરિણી સરખાં નેત્ર વાળી સીતા નિમિત્ત રાવણનાં દશ માથાં પણ રખડયાં.

નીચ મનુષ્યોએ એકાંતમાં કરેલું જાર કર્મ, ખાધેલાં લસણની પેઠે લોકમાં પ્રસિદ્ધ થઇ જાય છે. માટે બુદ્ધિમાને સકલ જનોએ નિંદેલું તે કર્મ કરવું નહિ; કેમકે ક્ષણમાત્રના સુખને વાસ્તે પ્રતિષ્ઠા અને ધનનો નાશ થાય છે.

સીતાનું હરણ કરવાથી રાવણ, તારાને હરી લેવાથી વાલી અને દ્રૌપદીની છેડ કરવાથી કીચક મરણ પામ્યો તેથી કોઇ કાળે પણ પરસ્ત્રીમાં પ્રીતિ કરવી નહિ.

હે ભ્રમર, કેતકીના ફુલમાં ઘણો સુગંધ છે તોપણ તું તેથી દૂર રહે; કારણ એમાં તને લેશમાત્ર પણ પુષ્પ રસનો લાભ નહિ થાય પણ ઉલટું તારૂં મુખ પુષ્પ રજે કરી ધુળવાળું થશે.

પારકી સ્ત્રીની અપ્રાપ્તિ જાણવા છતાં જે પુરૂષ તેને જુએ છે તથા તે વિષે ઇચ્છા પ્રમાણે મનોરથ કરે છે તે વૃથા પાપ ભાગી થાય છે. માટે જેથી વ્યભીચાર થાય એવાં આચરણ પ્રથમથી જ છોડી દેવાં. માનવ ધર્મ શાસ્ત્રના આઠમા અધ્યાયમાં કહ્યું છે કે:—

જે પુરૂષ પાણી ભરવાને માર્ગે, ગામની બહારના વનમાં, જંગલમાં અથવા નદિયોના સમાગમને ઠેકાણે પરસ્ત્રી સાથે ખરાબ નિશ્ચથી ભાષણ કરે, તે વ્યભિચાર કર્યાના દોષને પામે છે.

પારકીસ્ત્રીને છુપી ભેટ મોકલવી, તેની સાથે હસવું, બોલવું તથા રમત કરવી, તેનાં ભૂષણ તથા વસ્ત્રને અડકવું અને તેની સાથે એક ઢોલીયા ઉપર બેસવું એ સર્વ વ્યભિચાર કહેલ છે.

વળી ન અડકવાને ઠેકાણે જે પારકી સ્ત્રીને સ્પર્શ કરે અથવા પોતે તેણે કરેલા સ્પર્શને સહન કરે તો એવી પરસ્પરના અનુમતથી થતી સર્વ ક્રિયા વ્યભિચાર કહેલ છે.

એ સર્વ વ્યભિચાર થવાનાં લક્ષણ ઘણું કરી એકાંત વિના બની શકતાં નથી માટે કોઇ પણ સ્ત્રી સાથે પ્રથમ એકાંત જ ન કરવી. કદી કંઈ કાર્ય પ્રસંગે કોઇ સ્ત્રીને મળવું હોય તો પોતાની સાથે કોઈ અન્યને રાખવું અથવા તે સ્ત્રીની પાસે કોઈ અન્ય એ-

રૂં હોય ત્યારે જવું; પણ પોતે એકલાએજ તે સ્ત્રી એકલી બેઠી હોય ત્યારે જવું નહીં. કેમકે સ્ત્રી પુરૂષનું પરસ્પરનું આકર્ષણ લોહચુંબકની પેઠે કંઇ વિલક્ષણ પ્રકારનું છે. તેથી તે બન્ને કદી શુદ્ધ હોય તથાપિ લોક નિંદાને પાત્ર થાય છે. ચાણાક્ય નીતિમાં કહ્યું છે કે,

બળતા અગ્નિ સમાન સ્ત્રી અને ઘીથી ભરેલા ઘડા સમાન પુરૂષ છે; માટે બુદ્ધિમાને એ બંન્નેને એક ઠેકાણે રાખવાં નહિ.

માટે જ માનવ ધર્મશાસ્ત્રના બીજા અધ્યાયમાં કહ્યું છે કે મા, બેન તથા દીકરી સાથે પણ એકાંતમાં બેસવું નહિ; કેમકે ઇન્દ્રિયો બળવાન હોવાથી વિદ્વાનને પણ વિષય પ્રત્યે ખેંચે છે.

જેમ જન્માંધ દેખતો નથી, તેમ કામાંધ, મદોન્મત તથા મતલબી દોષને જોતા નથી.

ગૃહાસક્તને વિદ્યા, માંસ ખાનારને દયા, દ્રવ્યલોભીને સત્યતા તથા સ્ત્રિયોમાં બેસનારને પવિત્રતા હોતી નથી.

ઇન્દ્રિયો ઘણી બળવાન હોવાથી વશ રાખી શકાતી નથી. વૃદ્ધપણામાં પણ યધ્યપિ શરીરની શક્તિ ન્યૂન થતાં કર્મેન્દ્રિયો થાકી જવાને લીધે ક્રિયા થઇ શકતી નથી તથાપિ જ્ઞાનેન્દ્રિયોનું પોત પોતાના વિષયો પ્રત્યે ખેંચાણ ઘણા વર્ષ સુધી ચાલુ રહે છે અને જ્યારે જ્ઞાનેન્દ્રિયોની શક્તિ ઘટે છે ત્યારે માત્ર મનનું પણ વિષયો પ્રત્યે ખેંચાણ થાય છે.

એ રીતે જેમાં શરીરની સર્વ શક્તિઓ ઘટતી જવાનો સ્વભાવ છે, એવી વૃદ્ધાવસ્થામાં પણ ઇન્દ્રિયોનું બળ હોય છે. ત્યારે જેમાં શરીરની સર્વ શક્તિઓ વધી જવાનો સ્વભાવ છે .એવી યુવાવસ્થામાં ઇન્દ્રિયોનું બળ ઘણું હોય તેમાં શું આશ્ચર્ય ? એ ઉપરથી જણાય છે કે ઇન્દ્રિયોનું પોત પોતાના વિષયો પ્રત્યે થતું ખેંચાણ લોહચુંબકવત્ ઘણું જ હોય છે. માટે જ આર્યશાસ્ત્રકારોએ સ્ત્રિયો સાથેના એકાંતની સખ્ત મનાઇ કરી છે. જેમ નાયગ્રાના પાણીનો ધોધ ધરતી પર પડી તેને ફાડી નાંખી હમેશાં વેગવાન બની દોડયો જાય છે તેમ વિષય વાંચ્છના આપણા સઘળા સુવિચારને કચરી નાંખે છે. આ કળિયુગમાં અનેક સ્ત્રિયો રૂપી સળીઆવાળાં પાંજરાંને પોતાના મનવશરૂપી ભારે પંજાથી સપાટા બંધ તોડી નાંખી પાંજરાંમાંથી બહાર નીકળવું એજ મુશ્કેલ કામ છે.

આ જગતમાં પુરૂષના આયુષ્યને નાશ કરનારો પરસ્ત્રિના સ્પર્શ જેવો બીજો કોઇ પદાર્થ નથી. અર્થાત્ પરસ્ત્રીના સ્પર્શથીજ

પુરૂષોનું આયુષ્ય ઘટે છે. એક પતિવ્રત જેને શિવજીએ, રામચંદ્ર-જીએ, રાજા રૂતુધ્વજે અને રાજા નળે પોતાના પ્રાણ તુલ્ય ગણી પાળેલું છે. આનો મહિમા સર્વ ઇતિહાસો, પુરાણો, કથાઓ, વાર્તાઓ અને નાટકોમાં ગવાય છે. એક પતિવ્રતથી સર્વે પ્રકારની સંપત્તિઓ અને સુખ પ્રાપ્ત થાય છે. જેને સર્વ પ્રકારના અભ્યુદય અને સુખ-ની ઇચ્છા હોય તેણે એક પતિવ્રતરૂપ, કલ્પવૃક્ષરૂપ છાયાનો આ-શ્રય કોઇ દિવસ છોડવો નહિ એમ શાસ્ત્રકારો આપણને શિખામણ આપે છે. પરસ્ત્રી તરફ પ્રિતિરૂપ ઝેરની વેલ તરફ જ્યારે ઝેરી હવા ફેલાય છે ત્યારે તે ઝેરી હવાને રોકવાને કોઇ પ-ણ ઉપાય કામે લાગતા નથી. મોટા મોટા વૈદ્યોનાં ઔષધો ત્યાં ક-શી અસર કરી શકતાં નથી. મોટા મોટા ડાકટરની દવાઓ કામ આવતી નથી અને મોટા મોટા હકીમી ઇલમોનો કશો ઇલાજ ચાલતો નથી. આપણે ચડતી જુવાની રૂપ પીશાચીના આવેશથી પરસ્ત્રી રૂપ ઝેરી લત્તાઓનો આશ્રય ન લેવો જોઇએ. પ્રિયમિત્રો તમારા ઇંદ્રિયો રૂપી ઘોડાઓ તમારા દેહ રૂપી રથને અવળે રસ્તે ખેંચી ન જાય તેની સંભાળ રાખજો. હાલના લોકો તો બસ ! હમેશાં સ્ત્રી મળે તો બીજી વાત નહિ, જાણે જગત્ જ જિત્યું હોય નહિ !

આગળની પેઠે જાત્રાના સંઘ ગયા. હવે તો ગાડી ઉપર બેઠા વિના જવાયજ નહિ. જેમ મરજીમાં આવે તેમ લોકો ધર્મમાં બળે છે. બાપદાદાનો શું ધર્મ છે તે સંભાળતા પણ નથી. ધર્મશ્રદ્ધા પણ હાલમાં બહુ જ ઓછી થએલી જણાય છે. અર્વાચીન કાળમાં આ-પણા ઉછરતા યુવાન બંધુની ધર્મ ઉપરની પ્રીતિને જ્યારે જ્યારે પ્રા-ચીન વખતના આપણા પૂર્વજોની ધર્મની પ્રીતિ જોડે મુકાબલો ક-રીએ છીયે ત્યારે તો આપણને ખરેખર આધુનિક દયામણી સ્થિતિ-ની ( ધર્મ તરફ દેશાથી થએલી ) અતિ કરૂણા આવ્યા વિના રહે-તી નથી. ફક્ત ખાવું પીવું અને સારાં સારાં કપડાં પહેરી પોતાને સુધરેલામાં ખપાવવાને હાલમાં જે ડોળ મચાવવામાં આવે છે તે સર્વેના જાણવામાં જ હશે. રાતદિવસ મોજમજામાં દિવસ ગુમા-વવો અને બે ચાર દોસ્તો મળે તો જાહેર રસ્તા ઉપર ઉભા રહી હાસ્યજનક વાતો કરવામાં કે અતિ ખટપટનાં કૃત્ય કરવામાં તમા-રો વખત ગાળો છો પણ એક કલાક ધર્મના કાર્યને માટે અવકાશ ન મળે એ કેવી દિલગીરીની વાત.

**દોહરો.**

તન, ધન તે તારાં નથી, નથી પ્રિયા પરણેત;
પાછળ સૌ રહેશે પડ્યું, પીંડ ગણાશે પ્રેત.
પરલોકે સુખ પામવા, કર સારો સંકેત;
રજકણ તારાં રખડશે, જેમ રખડતી રેત.

પ્રખ્યાત કવિ ટેનીસન કહે છે કે–તમારા પોતાના આત્માના કલ્યાણ માટે પ્રાર્થના કરો. જગત્ ધારે છે તે કરતાં પણ અધિક ફળ પ્રાર્થનાથી મળે છે. માટે જલ પ્રવાહની પેઠે તમારા શબ્દને અહર્નિશ તમારા માટે ( પ્રાર્થનામાં ) વહેવા દો. પ્રભુને જાણ્યા છતાં પણ જે માણસ પોતાને માટે તથા પોતાના મિત્રને માટે હાથ ઉંચા કરીને પ્રાર્થના ન કરે તો પછી અજ્ઞાનથી અંધ થઇ ગએલા મગજ વાળાં ઘેટાં અને બકરાં કરતાં તે સારો શાનો ? આ ગોળાકાર પૃથ્વિની અંદર ભક્તિમાન લોકો જાણે ઇશ્વરને પગે (ભક્તીરૂપી) સોનાની સાંકળે બાંધેલાં છે. આપણી જીંદગી કયાં સુધી ટકશે એ વિષે કાંઇ નક્કી વિચાર બાંધી શકાય જ નહિ. આ જીવન એવું તો ચલ છે કે આપણને મરી જતાં વાર લાગતી નથી.

મનુષ્યોને ધર્મ વિના કંઇ પણ શુભ થવાનું નથી. માટે પુરૂષે ધર્મને જ યત્નથી ધારણ કરવો. માટે હે મિત્ર !

**દોહરો.**

હવે ધર્મરૂપ યુદ્ધ આ, જો તું નહીં કરીશ,
તો પછી સ્વધર્મ કીર્તિને, ખોઇ પાપ પામીશ.

આપણી ઇશ્વર પ્રત્યે ત્રણ મોટી ફરજ રહેલી છે (૧) જેમ જન્મ આપનાર તથા પાળનાર માબાપ તરફ આપણે માનની નજરથી જોઇયે છીયે તેમ સકળ વિશ્વપાલક ઇશ્વર તરફ આપણે માન ભરી નજરે સદા જોવું જોઇએ, (૨) આપણે તેનાથી ડરીને તે નાખુશ થાય તેવાં કામ ન કરવાં, (૩) તે આપણાં સુખનાં સાધન પૂરાં પાડે છે અને સર્વથી મોટો છે માટે આપણે તેનું સદા સ્મરણ કરવું જોઇએ એટલે જાણે અજાણે આપણાથી, તેની નાખુશી થાય તેવાં ઘણાં કામ થાય છે માટે તેની માફ માગવી જોઇએ. અને એ સર્વ શક્તિમાન મહાનપિતાની અગાધ શક્તિને સંભારીને તેના ગુણ ગાવા જોઇએ. એ ત્રણે ફરજ જો બરાબર બજાવીએ તો ચારે પુરૂષાર્થ બરાબર મેળવાય. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થમાં મોક્ષ એટલે જન્મ મરણનો ફેરો ટાળવો એ સૌથી ઉત્તમ

છે. અને તે ધર્મના જ્ઞાનથી મેળવાય છે. માટે ઉપર કહેલું ધર્મ સંબંધી જ્ઞાન મેળવવાની દરેક માણસની ખાસ ફરજ છે.

હાલમાં લોકો નાત જમાડવી એ મોટું માન સમજે છે. અને જો વીવાહ પ્રસંગે વરઘોડો ન કાઢે અને વરને દાગીના માગી ભીખી ન પહેરાવે તો આબરૂ જાય એમ માને છે. ભલે ઘર વેચવું પડે, ઘરેણાં વેચવાં પડે, દેવાદાર થવું પડે, પણ મુઆ તે અગ્યારમા વિના જાય તેતો ખોટું એમ માનવામાં પાછો પગ ભરતા નથી. કલિયુગ આવ્યો તો ખરો પણ ઉંચ અને નીચ બન્ને વર્ણમાં આવ્યો તેથી બેવડી ખુવારી થઈ છે.

મોચી અને દરજી વાયદા આપતા સોગન ખાવામાં મણા રાખતા નથી. પણ " સઇની સાંજ અને મોચીનું વ્હાણું " કોઇ કાળે મટતું જ નથી. મજુર લોકો કડિઆ અને સુતાર પોતાનું આપેલુ વચન પાળવું એ શરમ ભરેલું લેખતા જણાય છે. સોની લોકો પણ આગળ બેઠેલાની નજર ચુકાવી દઇ અંદરથી ધાતુ મારવો એ બહાદુરી લેખે છે. અને ધોબી લોકો બળી ગયાનું બાનું કાઢી લુગડાં રાખતાં શીખ્યા છે.

હાલમાં દુષ્ટ લોકોનું જોર દિવસે દિવસે વધી પડવાથી લોકો સારા હોય તોપણ તેમના સંબંધમાં આવ્યાથી તેઓની ચાલ ચલગતો શીખે છે. ખરાબ સોબત એજ સર્વ સદ્‌ગુણોને દુઃખ કરનારી ઝેરી ઔષધી છે. સુકીર્તિ ઇચ્છનાર દરેક વાંચક આ ખરાબ સોબત રૂપી વેલાની આસપાસ પણ ફરવું નહિ. કારણ કે તે વેલાની ઝેરી હવાથી નુકશાન થવાનો સંભવ છે. જુઓને કુસંગથી ઘણા લોકો પાયમાલ થઇ ગયા છે, લક્ષાધિપતિઓ ખરાબ સોબતથી દિનતાને પ્રાપ્ત થયા હોય એવા ઘણા દાખલાઓ જોવામાં આવે છે. તેમજ કેટલાએક યોગીઓ યોગથી અને તપસ્વીઓ તપથી પણ ખરાબ સોબત હોવાથી ભ્રષ્ટ થઇ ગએલા છે માટે હે મિત્રો ! ખરાબ સોબત રૂપી ઝાડનું ઝીણું બી પણ તમારા તરફ ન ઉડે તેની તપાસ રાખજો, નહિતો તે ઝેરી ઝીણા બીમાંથી તમારા અંતઃકરણમાં ફણગા ફુટશે અને આખરે તેના ઝેરી ફળનો સ્વાદ ચાખવા તે તમને લલચાવશે. સારી સોબત એજ સર્વ કળાના ખજાના રૂપ છે. સારી સોબતથી જ સર્વ દુર્ગુણોનો નાશ થવાનો સંભવ છે. જુઓ, સારી સોબતથી કેટલાક મૂર્ખ વિદ્વાનમાં, અવિવેકીઓ વિવેકીમાં, ગાંડાઓ ડાહ્યામાં અને દુરાચરણીઓ સદાચરણીમાં લખાય છે. મેં સારી સા-

આ જીંદગીમાં એવું એકે સુખ નથી જોયું કે જે સારી સોબતથી ન મળી શકે! સારી સોબતથી આનંદરૂપ સરોવર છલોછલ ભરાઇ તે ઉપર સત્સરૂપ પક્ષિઓ ક્રિડા કરે છે. મારા મત પ્રમાણે તો સારી સોબત એ મોટામાં મોટું તપનું ફળ લેખવું જોઇએ. આ જગતમાં જે જે ઉત્તમ ગુણો કહેવાય છે તેની શાખાઓ સારી સોબતથી અંતઃકરણમાં ચારે બાજુ ફેલાઇ જાય છે. માટે હે મિત્રો! જો તમે તમારૂં સારૂં ઇચ્છતા હોતો પ્રથમથી જ સારી સોબત કરો. ખરાબ સોબતનાં કેવાં માઠાં પરિણામ છે અને સારી સોબતના કેવાં સ્વાદિષ્ટ પરિણામ છે તે દરેક વાંચનારે ધ્યાનમાં લઇ ખરાબ સોબતરૂપી કિંપક તરૂથી દૂરજ રેહેવું જોઇએ. છેવટ એટલું તો હું તમોને યાદ રાખવાને ફરજ પાડીશ કે ખરાબ સોબત એક વખત થઇ તેમાંથી મુક્ત થવું એ ઇશ્વરકૃપા વિના બનતુંજ નથી. સોબત વિષે આટલુંજ લખી બંધ રાખું છું. જો અક્ષરે અક્ષર લખું તો ગ્રંથના ગ્રંથ ભરાય એ વાતતો જુદીજ પણ ખરૂંતો એકે મારામાં અક્ષરે અક્ષર વર્ણવવાની વિદ્વતા જ નથી. માટે દરેક વાંચનારે પ્રથમથી જ સાવચેત રહેવું કે પાછળ જતાં પસ્તાવું ન પડે. સોબત સારી અથવા નરસી કરો તે પહેલાં એટલું તો યાદ રાખજો કે મિત્રની તપાસ કર્યા વિના તે માણસ સારો છે કે નરસો છે તે જાણ્યા વિના જલદી કહી ન દેશો કે તે મારો પરમપ્રિય દિલસો જાન મિત્ર છે.

"Be cautious in selecting your friends and look long and well before you allow any one to say that he is your bosom companion,"

"A man that hath friends
must show himself friendly,
And there is a friend that
sticketh closer than a brother."

"Those friends thou hast, and their adopted,
Grapple them to thy soul, with hoops of steel;
But do not dull thy palm, with entertainment,
Of each new hatched, unfledged comrade."

ભાવાર્થ: તારા જે મિત્રોની તેં બરોબર પરીક્ષા કરી હોય તેમને તારા આત્મા સાથે દ્રઢતાથી જોડી રાખજે, પણ જોજે નવા માણસોનો તારે સમાગમ થાય તે દરેકની સાથે દોસ્તી કરવામાં મ-

કેતનો ખરાબ થઇશ નહિ.

પ્રાણીઓ ઉપર હાલમાં દયા તો કંઇ જોવામાં આવતી જ નથી. જૈન લોકો જેનો મુખ્ય મત પ્રાણી ઉપર દયા રાખવી તે છે તેઓ દયામાં કાંઇક સમજતા જણાય છે. પણ બીજે તો જ્યાં જોઇએ ત્યાંથી દયા નાશી ગએલી જણાય છે.

"The being that is in the clouds and air,
That is in the green leaves among the groves;
Maintains a deep and reverential care,
For the unoffending creatures whom he loves."
( Wordsworth. )

"He prayeth well who loveth well
Both man and bird and beast,
He prayeth best who loveth best.
All things both great and small,
For the dear God, up loveth us,
He made and loveth all."

વાદળાઓમાં, હવામાં અને લીલાવૃક્ષોની ઘટામાં પરમાત્મા વ્યાપી રહેલો છે. તે નિરપરાધી પ્રાણી ઉપર પ્રેમ રાખે છે અને તેઓની ઘણી સંભાળ લે છે. માણસ, પંખી અને પશુ સર્વ ઉપર પ્રેમ રાખવો એ ઇશ્વરની પ્રાર્થના છે અને નાની અને મોટી સર્વ વસ્તુ ઉપર પ્રીતિ રાખવી એ ઉત્તમ પ્રાર્થના છે કારણ કે પરમેશ્વરે સર્વ વસ્તુ સર્જી છે અને તેને તે ઉપર પ્રેમ છે.

એક બીજી જાતનું કામ લોકોમાં રમત કહેવાય છે તે ખરેખર રમતના નામને લાયક નથી અને તે યોગ્ય છે એમ સિદ્ધ કરવાનું એકે કારણ નથી. તે અખાડાઓમાં હાથી, પાડા અને કુકડાઓની દુષ્ટ લડાઇ છે. તેતર અને કુકડાઓની લડાઇ ખરેખર દયા ઉપજાવે એવી હોય છે. પોતાનું નુકશાન થાય તે પોતાને અને બીજાને નુકશાન થાય તેમાં આપણે શું ! એવો મત બહુજ પ્રસરી ગએલો માલુમ પડે છે. બીજાનું નુકશાન તે પોતાનુંજ સમજી એક બીજાને સંકટ સમયે મદદ કરવી જોઇએ એજ મનુષ્યનો મુખ્ય ધર્મ છે. બધાં માણસ પોતાનું ઘર સાચવીનેજ બેસી રહે તો પછી તે સુખી છે કે દુ:ખી, કરવેરાનો બોજો વધારે છે કે ઓછો, તમારે કયા હક જોઇએ છીએ, આખા દેશની ઉન્નતિ શી રીતે થાય ? એ બધું

સરકાર જાણી શકે નહિ અને જાણે નહિ તો પછી તેની ખોટ શી રીતે પુરી પાડે ? એતો "માગ્યા વગર મા પણ ન પીરસે તેમ થાય."

" Let no one, even through in pain, speak words which cut each others to the quick; Let him not injure another in thought or indeed: Let him not utter a word which may cause others to fear, since that will prevent him from going to Swarga. " ( Manoo )

કોઇએ બીજા માણસોનાં મર્મસ્થાનને ભેદી નાંખે એવા શબ્દો દુઃખના વખતમાં પણ બોલવા નહીં, તેમજ મન અને કર્મથી બીજાને કંઇ નુકશાન કરવું નહિ. અને તેણે બીજાના મનમાં ભય ઉપત્ન કરે એવા શબ્દો બોલવા નહીં, કારણ કે તેમ કરવાથી તેને સ્વર્ગ મળતું નથી.

કુસંપે પણ પેસારો કર્યો છે. સાસુ, વહુ અને બાપ દિકરાને કુસંપ હોય એવું ચારે બાજુએ સાંભળીએ છીએ. કુસંપથી હીંદુસ્તાનનું રાજ્યતો ગયું એ વાતતો ખરી પણ બીક રાખવામાં આવે છે કે વખતે કુસંપથી લોકો તદન પાયમાલ થઇ જશે.

દોહરા.

"મન જેનાં જુદાં પડ્યાં, તેનો જે સહવાસ;
લક્ષણ સમજો સજ્જનો, કુસપનું તે ખાસ.
મન, વાણી, ને કર્મનું, ઐક્ય પરસ્પર થાય;
ખરી ચિત્તની એકતા, એજ સંપ કે'વાય.
સુખનું સાધન સંપ છે, તેનું કારણ જ્ઞાન;
જ્ઞાનમુળ સત્સંગનું, ઇશ્વર કૃપા નિદાન."

અઢાર વર્ણના લોકોમાંથી કેટલાક વેરાગી થઇ ગામ ગામ રખડી પેટ ભરે છે. વળી એવું પણ મારા જોવામાં આવ્યું છે કે કેટલાક પુજારીઓ પુજાનું કામ થોડો વખત કરી પછી મુર્તિ સુદ્ધાં ઉપાડી ભાગી જાય છે. એ પણ કલિયુગ જ !

પુત્ર અને પિતામાં પણ વેર જોવામાં આવે છે અને ભાઈ ભાઇમાં, ભાઈ બેનમાં, કાકા ભત્રિજામાં અને ફોઈ ભાભામાં વેર હોય તેમાં નવાઇ જ નહિ; અને છેજ. ત્યારે સગાં સંબંધીઓનો હોવું જ જોઇએ.

કેટલાક યુવાનો બીને વશ થઇ પરણ્યા પછી તરત જ પિતા-

થી જુદા રહે છે. અરે જુવાનીઆઓ! પ્રેમરસના ભોગી થયા એટલે માતપિતા ભુલ્યા ! જ્યાં સુધી જીવો ત્યાં સુધી તેમની સેવા કરો તોપણ તેમના ઉપકારનો બદલો તમારાથી વળાવાનો નથી તેને બદલે આ શું કરવા માંડયું છે ! શરમ ! કેટલી શરમ ! મિત્રો ! માતા પિતાનું, તેમનાં સંતાન પ્રત્યે જે હેત હોય છે તે માતા પિતાની મમતા, માતા પિતાની કૃપા, માતા પિતાની છાયા, માતા પિતાના ઉપકાર અને માતા પિતાની વહાલપનો જુદાજ પ્રકારની છે. પોતાનાં સંતાનનું દુઃખ દેખી, પોતાનાં સંતાનને ભુખ્યો દેખી અને પોતાનાં સંતાનને તરશ્યો દેખી માતાને જે દુઃખ થાય છે અને જે આંસુઓ આવે છે તેનું વર્ણન કરવું મારી અલ્પમતિ બહારંજ છે. માતાપિતાઓ સંતાનના સુખ વાસ્તે એક ટાણું જમતાં, અપવાસ કરતાં, જાત્રા કરતાં અને ધર્મ ધ્યાન કરતાં નથી નજરે પડતા! પોતે કડવાં, ખારાં, તુરાં અને બેસ્વાદ ઓસડ પી પુત્રનું સારૂં ઇચ્છનાર કોણ ! વહાલી માતા તુંજ ! માતાના પ્રેમ વિષે જે લખીએ અને જેટલું લખીએ તે ઓછું જ છે. માતા પિતાની માયાળુતા વિષે બોલીએ તો ગ્રંથના ગ્રંથ ભરાય તોપણ પૂર્ણ થતું અસંભવિત છે. આટલો પ્રેમ, આટલી માયા, આટલી છાયા, આટલી રહેમ નજર અને આટલા અગણિત ઉપકારો ભુલી જે જુવાનીઆઓ માતપિતાની સેવા કરવાને બદલે પ્રિયા સાથે રહી તેમને ધિક્કારે છે તેમના જીવતરમાં ધુળ પડજો ! તેમને ધિક્કાર હજો ! અને તેમનો નર્કમાં વાસ થજો !

વર્ષાદના ઝપાટાથી પૃથ્વિપર પડેલા છાંટા કોઈ કદાપિ મહેનત કરે તો ગણી શકે, દુનિયા માંહેલાં રજકણોની ગણત્રી પણ કદાપિ કોઇ માથા ફોડીયો હોય તો કરે તો થઈ શકે, સમુદ્રના અસંખ્ય મોજાની પણ કદાચ કોઇ ગણના કરી શકે પણ માતૃ પ્રેમની ગણના કોઇથી થઇ નથી ને થવાની પણ નથી.

કેટલાક સુધરેલાઓ મારી નજરે એવા આવેલા છે કે જેઓના પિતાશ્રી જુની રૂઢીના હોવાથી વખતે બે ચાર દોસ્ત ઉભા હોય તો અને વખતે તેના પિતાશ્રી તે રસ્તેથી નીકળે તો અને વખતે તે બાબતનો કાંઇ પ્રસંગ આવે તો આ મારા બાપ નથી એમ કહેવાને કોશેશ કરે છે ! થોડી શરમ ! કેળવણીનું આજ ફળ વાંચો, વિચારો મિત્રો ! પિતાને માન આપો ! જુવાની આજ છે ને કાલ નથી. માટે જુવાનીમાં જ માતા પિતાની ભક્તી કરવી એ

એજ છે કારણ કે,

"Oh, our manhood's prime vigour! No spirit feels waste,
Not a muscle is stopped in it's playing nor sinew unbraced;
Oh, the wild joys of living! the liping from rock up to rock,
The strong rending of boughs from the fir tree, the cool silver shock
Of the plunge in a pool's living water, the hunt of the bear,
And the sultriness showing the lion is couched in his lair;
How good is man's life the mere living! how fit to employ,
All the heart and the soul and the senses for ever in joy." ( Browing )

ભાવાર્થ: અહો! આપણી જુવાનીનું પુર્ણ બળ કેટલું અદ્‌ભુત છે! શરીરમાં કોઈ પણ જાતની નબળાઇ જણાતી નથી! એકે રગ કે સ્નાયુ પોતાનું કામ કરતાં અટકી પડતાં નથી. અહો આ વખતે જીંદગી બેહદ આનંદમાં આવે છે. એક ખડક ઉપરથી બીજા ખડક ઉપર કુદાકુદ કરવી, વૃક્ષની શાખાઓને બળથી ચીરી નાંખવી, ઠંડા અને નિર્મળ જલાશયના પાણીમાં નહાવાને પડવું અને ડુબકી મારવી, તથા ઉષ્ણ તાપને વખતે પોતાના રહેઠાણમાં પડી રહેલા સિંહને પકડવા નીકળવું, આ બધી ગમતોનો અનુભવ જુવાની આપે છે. માણસની જીંદગી કેવી સારી છે. આત્મા, અંત:કરણ અને ઇન્દ્રિઓને હમેશાં આનંદમાં મગ્ન રાખવી એ કેવું યોગ્ય છે!

મિત્રો, જ્યારે જુવાનીમાં આપણને આટલી બધી અનુકુળતાઓ હોય છે અને આપણે જાણીએ છીએ કે તે અનુકુળતાનું કારણ આપણા માતા પિતા શિવાય બીજું કોઈ નથી તો આપણે જુવાનીના વખતમાં માતા પિતાની અવશ્ય સેવા કરવી જોઇએ. મને તો લાગે છે કે હાલજુવારી સ્ત્રીઓથી પુરૂષો બાયલા થઇ ગયા છે.

અને તેથી જ પોતાનાં તિર્થરૂપ માતા પિતાને મુકી ચાલ્યા જાય છે. મશાલુમાં નહિ—જુદે સ્થળે રહેવા જાય છે અને હમેશાં સ્ત્રી સાથે રહી સ્ત્રી સેવન કરવું એ મુખ્ય ધંધો સમજે છે. જુદા થયા એટલે ખરે બપોરે પણ કેટલાક સ્ત્રી સેવન કરતા નજરે પડે છે. શું કલિયુગનો પણ વાંક છે? જેમ શાસ્ત્રોમાં દિવસે નિદ્રા લેવાનો નિષેધ છે તેમ સ્ત્રી સેવન પણ દિવસે કરવાનો નિષેધ છે કેમકે સ્ત્રી સેવનથી દિવસે વિર્યનો પાત થતાં સ્વભાવથી તેજ સમય શરીરમાં બળની હાની થવાનો સંભવ છે અને તેમ થતાં શિથિલપણું પોતાની મેળે પ્રાપ્ત થાય છે, જે ટાળવા માટે આરામ લેવાની જરૂર પડે છે પણ તે દિવસે બીજા વ્યવસાયને લીધે લઇ શકાતો નથી જેથી શરીરમાં બે પ્રકારની બળની હાની થાય છે એકતો વિર્યના પાતથી અને બીજી દિવસના વ્યવસાયથી. વળી દિવસે સૂર્યની ઉષ્ણતા હોવાથી શરિરમાં પિત્તનું જોર વધે છે એવા સમયમાં તેને થંડું રાખવા માટે વિર્યરૂપ કફનું રક્ષણ કરવાને બદલે જો તેનો પાત કરવા માંડયો હોય તો દિવસે દિવસે પિત્તનું જોર વધીને શરીરનો નાશ કરી નાંખે છે માટે જ ભાવપ્રકાશના પૂર્વ ખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

સમજુ પુરૂષે આયુષ ક્ષિણ થવાના ભયથી દિવસે સ્ત્રી સેવન કરવું નહિ.

પ્રમાણ સહસ્ત્રીમાં નીચે મુજબ છે:—

સમજુ પુરૂષે ઉન્હાળા શિવાય બીજી રૂતુમાં ત્રણ ત્રણ દિવસે અને ઉનાળામાં પંદર પંદર દિવસે સ્ત્રી પાસે જવું. તેમાં પણ સવાર સાંજ, પુનમ, અમાસ, પાછલી રાત્રી, મધ્યરાત્રી તથા મધ્યાન્હ સમય જવું નહિ. વળી રજસ્વલા, ઇચ્છા વગરની, ગર્ભવંતી, રોગથી પીડાયલી તથા જનનેંદ્રીયના રોગવાળી સ્ત્રી પ્રત્યે જવું નહિ, કેમકે મનને વશ ન રાખી રજસ્વલા પ્રત્યે જનારને દ્રષ્ટી, આયુષ્ય તથા તેજની હાની અને અધર્મની પ્રાપ્તી થાય છે. તેમજ પુનમ, અમાસ તથા સવાર સાંજે જનારના જીવીતના ક્ષય, ગર્ભિણી પ્રત્યે જવાથી ગર્ભને પીડા તથા રોગિણી પ્રત્યે જવાથી રોગનો સંભવ થાય છે તેમ પાછલી રાત તથા અર્ધ રાત્રીએ સ્ત્રી સેવન કરવાથી વાત્ત તથા પિત્તનો પ્રકોપ થાય છે. વળી અતિ જમેલ, અસ્વસ્થ ચિત્તવાળો, ભુખ્યો, અંગે પીડીત, તરસ્યો, સોળ વર્ષની અંદરનો બાળક, શીતેર વર્ષની ઉમરનો વૃદ્ધ, મળ મુત્રાદિરોગથી પીડીત તથા રોગી એટલાએ સ્ત્રી પાસે જવું નહિ; કેમકે ભુખ્યો, અસ્વસ્થ ચિત્તવાળો, મધ્યાન્હ સમયે તર-

સ્થો તથા બળહિન સ્ત્રી સેવન કરેતો શરીરમાં રહેલા શુક્રની હાનિને તથા વાયુના પ્રકોપને પામે છે અને રોગીને પીડા, પેટમાં બરોળની આંઠ, મુર્છા તથા મૃત્યુ થાય છે. પુરૂષે આયુષ્ય ક્ષય થવાના ભયથી ઋતુમતિ સ્ત્રી પાસે રતિ માટે પહેલે તથા બીજે દિવસે જવું નહિ. એ રીતે નિયમથી સ્ત્રી સેવન કરવા કહેલ છે. તેમાં અમાવાસ્યા તથા પૌર્ણિમાના દિવસો પણ સ્ત્રી સેવનમાં નિષેધ કરેલ છે. તેનું કારણ એમ કે એ બન્ને દિવસે પૃથ્વિ ઉપર સૂર્ય તથા ચંદ્રનું આકર્ષણ એકઠું થવાથી હમેશ કરતાં વધારે હોય છે કારણ અમાવાસ્યાએ ચંદ્ર અને સૂર્ય બન્ને સીધી લીટીમાં પૃથ્વિની એક બાજુએ અને પૌર્ણિમાએ પૃથ્વિની એક બાજુએ ચંદ્ર તથા બીજી બાજુએ સૂર્ય સીધી લીટીમાં હોય છે અને એવો નિયમ છે કે કોઇક પણ પદાર્થ ઉપર એકથી વધારે વસ્તુનું આકર્ષણ જો સીધી લીટીમાં થતું હોયતો વિશેષ અસર કરે છે. તે પ્રમાણે અમાવાસ્યા તથા પૌર્ણિમાયે સૂર્ય તથા ચંદ્રના એકઠા મળવાથી આકર્ષણની, પૃથ્વિ ઉપરના વાતાવરણ, જળ તથા સ્થાવર જંગમ પ્રાણીઓ ઉપર વિશેષ અસર થાય છે; જે સ્થૂલ દૃષ્ટિથી જાણવામાં આવતી નથી પણ વિચાર દૃષ્ટિએ જોતાં સિદ્ધપણે જણાઇ આવે છે જેમકે એ બને દિવસે સમુદ્રમાં વિશેષ ભરતી અને રોગીને વિશેષ પીડા થતી જોવામાં આવે છે. તેમાં શ્વાસ રોગીને થતા પીડામાં વધારો પ્રસિદ્ધપણે જણાઇ આવે છે. એજ રીતે બીજા ગ્રહો પણ જ્યારે પૃથ્વિની કોઇપણ બાજુએ સીધી લીટીમાં એકથી વધારે આવે છે ત્યારે તેમનું એકઠું મળેલું આકર્ષણ પણ પૃથ્વિ ઉપરના વાતાવરણ, જળ તથા સ્થાવર જંગમ પ્રાણીઓ ઉપર અસર કરેછે પણ તે સૂર્ય અને ચંદ્રના જેટલી કરી શકતા નથી કારણ સૂર્ય પૃથ્વિથી ઘણો મોટો છે અને ચંદ્ર ઘણો પાસે છે અને બીજા ગ્રહો ઘણા દૂર તથા કદે નાના છે એ રીતે અમાવાસ્યા તથા પૌર્ણિમાએ સૂર્ય ચંદ્રનુ એકઠું મળેલું આકર્ષણ પૃથ્વિ ઉપરનાં પ્રાણીઓનાં શરિર ઉપર માઠી અસર કરતું હોવાથી એ બન્ને દિવસે સ્ત્રી સેવનથી બળ ઘટે છે ને બળ ઘટવાથી કોઇપણ પ્રકારની અસર શરીર ઉપર તુરત થાય છે અને તેમાં થએલી પ્રજા પણ દુર્બળ થાય તેમાં આશ્ચર્ય નથી.

શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું હતું કે જે મનુષ્ય રજસ્વલા સ્ત્રીથી મૈથુન કરે છે તે આ સંસારમાં તેના પાપથી શરીરમાં હમેશાં રોગી રહી અંતકાળે હજાર વર્ષ સુધી નર્ક ભોગવેછે. કાર-

છુ કે રજસ્વલા સ્ત્રી પહેલે દીવસે બ્રહ્મહત્યારી, બીજે દીવસે ચંડાલણી અને ત્રીજે દીવસે ધોબણના સમાન છે. માટે ત્રણ દીવસમાં તેનાં કપડાંને અડકવાથી પણ પાપ લાગે છે. અથવા, તેના હાથનું ભોજન કરવાથી આખી ઉમરમાં કરેલા પૂણ્યદાનનો નાશ થાય છે, માટે ત્રણ દીવસ રજસ્વલા સ્ત્રીથી દૂર રહી ચોથે દીવસે સ્નાન કરી શુદ્ધ થયા પછી તેનો સમાગમ કરવો. પણ જો તે દીવસે સમાગમ ન કરે તો પુરૂષને હત્યા લાગે છે.

પણ જુઓ ! હાલમાં તો ઉનાળામાં પણ દરરોજ બબે વખત સ્ત્રી સેવન કરતા નજરે પડે છે તો શિયાળામાં તો સેવે એમાં નવાઈ શું ? મેં તો કેટલાક વ્યભિચારીઓ રજસ્વલા સ્ત્રી પાસે જતાં જોયા છે. શું લખવું ને શું ન લખવું ? ઉપર કહ્યું છે કે સોળ વર્ષની અંદરના બાળકે સ્ત્રી સેવન ન કરવું. પણ હાલ જુવો તો ખરા કે સોળ વર્ષનાને ઘેર છોકરૂં પારણામાં પડયું છે. બાળકોનું વિર્ય સર્વ ગયું ! ધુળ ધાણી થઇ ગયું, યાદદાસ્ત અને વિદ્યા ગઈ અને હવે તો રહ્યા તે નામના ને નહીં જેવાજ. બાળલગ્ને ઘાણ વાળ્યો. સ્વાર્થી પિતાઓ સમજતા નથી કે કુંવરનો ભવ બગાડવો એ કેટલું પાપ છે.

સ્ત્રીઓની દશા પણ જીવતા મોત જેવી છે, શાથી ? બાળ લગ્નથી જ ! બાળ લગ્ને તો કાળો કેર વરતાવ્યો છે. આથી પ્રજા ખરાબ થઇ દેશની પાયમાલી કરે છે. પોતાના પુત્રોને કેવી સ્ત્રીઓ સાથે પરણાવવા એ માબાપોએ ધ્યાનમાં રાખવા જોગ બાબત છે. પ્રથમ પુરૂષોએ બાળકોને તનની કેળવણીથી અંગે દૃઢ અને મનની કેળવણીથી સર્વ વાતમાં કુશળ કરી ધન કમાતાં શીખવવું અને ધન કમાતાં શીખેલ હોવાથી ઘરસંસારનો ભાર સહેજ રીતે ઉપાડી શકે છે પણ તેટલી પૂર્ણતા મેળવ્યા શિવાય જો કદી સંસારનો બોજો ઉપાડવા જાય તો ઘણા ભારથી કાચી અવસ્થા વાળા પશુ પેઠે અંગે તુટી જઇ વહેલા નાશ પામે છે. માટે પ્રાચીન આર્યોએ પૂર્ણતા મેળવી અવસ્થામાં આવ્યા પછી જ સ્ત્રી પુરૂષોને ગૃહસ્થાશ્રમી થવાની આજ્ઞા કરી છે. કદિ તેની પહેલાં જો ગૃહસ્થ બની પ્રજા ઉત્પન્ન કરી હોય તો તે સારી થતી નથી તે વિષે આયુર્વેદના શુશ્રુત ગ્રંથના શારિર સ્થાનના દશમાં અધ્યાયમાં કહ્યું છે કે,

સોળ વર્ષ પુરા થયા વિનાની સ્ત્રીને વિષે, પચીશ વર્ષ પુરા થયા વિનાનો પુરૂષ જો ગર્ભધાન કરે તો તે ગર્ભ કુખમાંજ નાશ

પામે અને કદી જન્મેતો જીવે નહિ, અને જીવે તો દુર્બળ રહે તેથી અતિ બાળક સ્રીને વિષે ગર્ભાધાન કરવું નહિ, કુળ તથા લક્ષણથી અનિન્દીત અને અવસ્થા તથા શરીરે પોતાથી નાની કન્યાને પરણવું માટે પુરૂષે જેમ પચીશ વર્ષની વય પર્યંત તેમ સ્રીએ સોળ વર્ષની વય પર્યંત બ્રહ્મચર્ય પાળવું. તેમાં પુર્ણ આઠથી તે વીશ વર્ષ સુધી-ના વિદ્યાભ્યાસ પછી પાંચ વર્ષ પર્યંત જેમ પુરૂષે ધન કમાતાં શી-ખવું તેમ સ્રીએ પાંચથી તે તેર વર્ષ અર્થાત્ રજોદર્શન પર્યન્તના વિદ્યાભ્યાસ પછી તેની આવૃત્તિ કરતાં ત્રણ વર્ષ સુધી માતા પિતાદિ વડીલોના હાથ નીચે ગૃહ સંબંધી રાંધવા વગેરે સર્વ કાર્ય શીખી લેવાં જેથી તે પણ પુરૂષની પેઠે પોતાની પુર્ણ ઉમરમાં આવી સ-ર્વ વાતે કુશળ થવાથી ઘર સંસારનો ભાર ઉપાડવા સમર્થ થાય છે. પછી તેણે પણ પુરૂષની પેઠે પોતાના માતા પિતાદી વડીલોદ્વારા કોઈ સારા ગુણવાળા તથા અવસ્થામાં આવેલા પુરૂષનો શોધ કરા-વી તેને પસંદ કરી પરણવું. હાલમાં તો સગપણ કરતી વખતે કાં-ઈ તપાસ કરવાને બદલે લાકડે માંકડું વળગાવી દે છે. સાસુ જાણે કે વહુ મોટી આવે તો સારૂં કારણ કે મારૂં કામ કરી આપે. ભ-લેને પુત્ર તો પડે મોટી વાવમાં! લગ્ન કરતી વખતે માબાપોએ ઘણી તપાસ કરવાની છે. કન્યાના કુળની, બુદ્ધિની, વિદ્યાની, સ્વ-ભાવની, રૂપની અને લક્ષણની તપાસ કરવાની જરૂર છે. તપાસ ક-રતાં જેનામાં પોતાના પુત્રને મળતા ગુણ દોષ હોય તેની સાથે સ-ગપણ કરવું જોઈએ. હાલ તો જ્યાં ત્યાં બાળલગ્નના ભવાડા સં-ભળાય છે. જ્યાં જઈએ ત્યાં એમ પણ સંભળાય છે કે ફલાણાના ઘરમાંથી રાત્રે એક ભગ્ગો નીકળ્યો, ફલાણાના ઘર આગળ લુચ્ચાઓ હમેશાં રાત્રિએ જાય છે વગેરે. આ શાથી ? બાળલગ્નથીજ.

હાલમાં બાળલગ્નથી બહુજ માઠા પરિણામો થયા છે. કેટલાક તો જનમ્યા પહેલાં વિવાનાં સાટાં કરતાં જણાય છે આથી પરિ-ણામ એમ થાય છે કે કોઈ રોગી, વેંતીયાં ને બેડોળ બચ્ચાંઓ અવતરે છે. આથી માણસની જીંદગી ઘણી જ ટુંકી થઈ જાય છે. હાલમાં મનુષ્ય જાતીનું જીવન ઘણું જ ટુંકું થઈ ગયું હોય એમ આગલા વખતની સાથે મુકાબલો કરતાં માલુમ પડે છે. કેટલું ટુંકું થયું છે તેનો અડસટો, ચોવીષ વર્ષ, ચાર માસ, બે દિવસ, અગ્યાર કલાક, બત્રિશ મિનિટ અને ૫-૬ સેકન્ડ આવી રહ્યો હોય એમ જણાય છે. આથી ખરેખર ખેદ થયા વિના રહેતો નથી. આ પ્રમા-

જે ટુંકી આવરદા થવાનાં કારણોમાં મુખ્ય વ્યવહાર અને સંસારી બંધનોને લગતાં કારણો છે. હાલમાં આપણે વીશ વર્ષની અંદરનાં કેટલાંક બાળકોને ઘેર સંતાન થયેલાં જોઇએ છીએ. મારે તે આને માબાપ કહેવાં કે ઢીંગલા ઢીંગલી કહેવાં ? અલબત પુત્રનું સુખ તે એક ઉત્તમ સુખ છે તે હું કબુલ કરીશ પણ ક્યારે ? હજુ પોતીયું પણ પુરૂં પહેરતાં ન આવડયું હોય ને ગગાના બાપ ! મિત્ર, જેને પુત્ર હોય તે જ્યારે તેને ખોળામાં લઇ મુખ ચુંબન કરતો હશે ત્યારે તેને કેટલો અવર્ણનીય આનંદ થતો હશે? ત્યારે તે પુણ્યવાન પુરૂષ કેટલો આનંદ સંપાદન કરતો હશે?

"એક તનદુરસ્ત ખુશનુમા બચ્ચાને બે ઘડી રમાડવાના આનંદ તુલ્ય બીજો આનંદ નથી. તે સુખની આગળ બીજું કશું સુખ લેખામાં નથી. તેના સમાન બીજો સંતોષ નથી. બચ્ચું એ ઇશ્વરના ઘરની એક અમુલ્ય બક્ષિસ છે. તેના વડે ઘરનું કુટુંબ શોભી રહે છે. તેનાથી મા ને બાપના ચહેરાપર સુખ ને આનંદની છાયા પડી રહે છે. તેના કોમળ પ્રભાથી સ્ત્રી પુરૂષનું જોડું રળીઆમણું દેખાય છે. આ જગતમાં બાળક એક ઘણોજ અમુલ્ય ખજાનો છે. તે માબાપના શ્રેષ્ટ ને મોટા સુખનો ઝરો છે ને તે માબાપની વચ્ચેની પ્રીતિનું ઘણુંજ મજબૂત બંધનછે. ઘરમાં બાળક એક આનંદનો ઝરો છે. તે શાંન્તિ અને પ્યારને આણનાર છે." એમ. બી. શાહ કહે છે, પણ એ બધું સુખ ઉમરમાં આવ્યા પછી જ શોભે છે. મેંઢા પર અંબાડી ન નંખાય ! અંબાડી તો હાથી પર જ શોભે, મહેરબાન !

બાળલગ્નથી વિધવાઓનો વધારો થયો છે. છાનાં છાનાં છીનાળાં કરવામાં તેઓ તે બાબતના દલાલ મારફતે સામેલ થાય છે અને તેથી મોટાં પાપો થાય છે. ઓષડોથી ગર્ભ પાડે છે અને વખતે પોતે પણ આત્મહત્યા કરે છે તેમાંએ વળી હાલમાં વિધવાઓ તરફ જે સખ્તાઇ ચલાવવામાં આવે છે તે હદ બહાર જ છે. એક પુરૂષને સ્ત્રી મરી જાય ત્યારે બીજી પરણવાનો હક ને સ્ત્રીનો ધણી મરી જાય ત્યારે બીજો ધણી પરણવાનો હક નહીં ? જુઓને રામચંદ્રે, રાવણની સ્ત્રી મંદોદરીને રાવણના મુઆ પછી વિભિષણ સાથે લગ્ન કરવાનું કહ્યું તે પ્રમાણે તેણે કીધું હતું. જુઓ પરાશર સ્મૃતિના ચોથા અધ્યાયમાં કહ્યું છે કે—પતિનો શોધ લાગે નહીં એવું હોય, પતિ મરણ પામ્યો હોય, સન્યાસી થઇ ગયો હોય, નપુંશક હોય, અથવા પતિત થયો હોય તે પાંચ પ્રસંગે સ્ત્રીએ

બીજો પતિ કરવો જ જોઇએ. આ વિધિ વાક્ય અમલમાં શા વાસ્તે નથી આવતું ? તેના ઓળંગથી કેટલું બધું પાપ થવાનો સંભવ છે ? કાત્યાયન રૂષિનો પણ એવો મત છે કે વર ગુજરી જાય ત્યાર પછી ત્રણ અટકાવ આવે ત્યાં સુધી રહીને કન્યાએ બીજા વરને પરણવુંજ ! ઉઠો ! વિધવાઓના કર્મની કહાણીઓ તો જુઓ ! ધગધગતા અંગારા તરતના આવેલા બચ્ચાંનાં મોઢામાં મુકે છે. કેટલીક તેમની કુમળી ડોક મરડી નાંખે છે, કેટલીક તે પર છરી મેલે છે ને કેટલીક તેના પર તરતની ઓર નાંખી ગુંગળાવે છે આથી તેનાં સગાં સંબંધીની લોકમાં આબરૂ જાય છે એ બનાવો એ માણસ જાતની કુમળી છાતી પર તરવારના તીખા ઝાટકા અને ધગધગતા તોપના ગોળા નથી શું ? શાસ્ત્રકારો કાંઇ નિર્દય નહોતા, કાંઇ નવરા નહોતા. તેઓએ લોકના સુખને વાસ્તેજ દયા ભાવથી શાસ્ત્રો રચ્યાં છે અને શાસ્ત્રથી ઉલટું ચાલનારને પાપી માણસ ઠેરવ્યું છે. સાત પાપી માણસ ઠેરવે ! પણ કારમીટ પાણાને આની કાંઇ પણ અસર થાય એમ હું ધારતો નથી. માટે આ આર્ય ભુમીપર બાળલગ્નથી પ્રસરેલા અંધાપાના નાવ ખરાબાઓ સાથે અથડાઇ એકદમ ડુબી જાય છે તેને સુખરૂપી મોજા દેખતાં કરી પોતાનામાં ચાલતા કુધારામાં સુધારા કરવા એકદમ તેને કિનારે લાવવા હરેક આર્ય બંધુએ કોશેશ કરવા પછાત ન પડવું. હાલના વખતમાં દુનિયા પોત પોતાના મનથી ડાહી થઇ ગઇ છે. પતિવ્રત જાણે સ્ત્રીઓ તદન ભુલી ગઇ હોય એમ જણાય છે. તમો તો કબુલ જ કરશો કે પતિવ્રત એ સઘળાં અભ્યુદયો અને પરમ કલ્યાણની વેલ છે. પતિવ્રત એજ પ્રવાસ વગરનું તિર્થ ગણાય છે. આ વ્રતનું ફળ લોકોના અનુભવની બહાર નથી. સ્ત્રીઓએ પતિવ્રત છોડયું તેમ પુરૂષોએ પણ એક પત્નિવ્રત છોડયું છે. એક પત્નિવ્રત છોડયાથી કેટલાક રાજાઓ રાજ્યથી ભ્રષ્ટ થઇ ગયા છે. કેટલાક ગૃહસ્થો ભીખ માગતા થઇ ગયા છે વગેરે એક પત્નિવ્રત છોડયાથી ઘણાજ અનર્થો થાય છે જેનું વર્ણન આ જગાએ કરતાં પુસ્તક વધી જવાનો સંભવ છે.

ભણ્યા વિના સ્ત્રીઓ સુઘડ, ડાહી, સમજુ અને ચતુર ક્યાંથી થાય? જો માતા ભણેલી હોય તોજ પુત્રોને સારૂં શિક્ષણ આપી શકે છે, અને ભણેલી હોવાથી સારા ગ્રંથો વાંચી તેમાંથી શીખામણ લઇ પોતાની, પોતાના સ્વામી, પુત્ર, સસરા, સાસુ, સગા, સંબંધી

પ્રત્યે શું ફરજ છે તે સમજેછે અને વાંચવાથી તેના વહેમો પણ દૂર થાય અને તેથી લુચ્ચા ટીપણાખોર લુચ્ચાઈ કરતા અટકે. જુઓ-ને ભણ્યા વિનાની નાર એક મિનિટમાં વખતે છક્કડ ખાઇ જાયછે. પોતાનું ધન સાચવી શક્તી નથી. વિદ્યા એ પુરૂષની અથવા સ્ત્રીની આંખ છે એમ કહ્યું છે અને તેથી જ સારૂં નરસું જોઇ શકેછે. પુરૂષના વિચારને જો સ્ત્રી તરફથી ટેકો મળેતો પુરૂષ વિચાર પાર પાડવામાં ફત્તેહમંદ થાયછે ને જ્યાં સુધી સ્ત્રી કેળવણીનો પ્રસાર થયો નથી ત્યાં સુધી દેશની આબાદાની લેખવીજ નહીં. વહેમનું આકાશ ફાટયું છે, તેમાં હું થીગડું દેવાની ખાલી કોશીશ શું કરૂં ! જોશીઓનું જોર વધ્યું છે, પણ મહેરબાન ! જોશીએ એંશી વર્ષની આવરદા કીધી હોય તેને વીશ વર્ષની ઉમરે મરી જતા નથી જોતા? જો સાચું હોયતો "વૈધ્યનાં મરે નહીં અને જોશીનાં રાંડે નહીં" માટે એવા ઉપર આધાર રાખવાને બદલે પરમકૃપાળુ પરમેશ્વર ઉપરજ આધાર રાખી હમેશાં સદાચરણથી ચાલવું એવી મારી ખાસ ભલામણ છે.

ઘણી ઘણી બાબતોમાં ઘણા ઘણા વહેમો રાખવામાં આવે છે જે આ પ્રસંગે વર્ણવતાં ગ્રંથ વધી પડવાનો સંભવ છે. છેવટે કહેવાનું એટલું જ કે કોઇ જાતનો વહેમ રાખવો નહિ. ઇશ્વરની ઇચ્છાવગર કંઇ બનવાનું નથી. કામકાજમાં ભુલ થાય, કે શરિર સાચવવામાં કંઇ ખામી આવે તો નુકશાન ખમવું પડે એ દેખીતું છે. પુરૂષ કરતાં સ્ત્રીઓના કોમળ મન ઉપર વહેમની અસર જલદી થાય છે માટે પુરૂષોએ સ્ત્રીઓને તે બાબતની ખાત્રી કરી આપી વહેમનો અંશ તેમનાં અંતઃકરણમાંથી કાઢી નાંખવો જોઇએ, કોઇ પણ બ્યાધીથી શરિર દુઃખી હોય તે વખતે આનંદી રહેવું જોઇએ તેને બદલે વહેમ લાવવાથી બમણાં દુઃખી થાય છે. માંદો જાણે કે આઠમો રાહુ છે શીકોતર વળગી છે માટે હું કદી બચવાનો નથી અને એવી રીતે વહેમમાંને વહેમમાં ઓસડ નહીં કરવાથી વધારે હેરાન થઇ છેવટે પોતાનો અમુલ્ય પ્રાણ ખુવે છે માટે એવી રીતે દોરાધાગામાં નકામું ખર્ચ કરી દુઃખનો વધારો નહિ થવા દેતાં વગર વહેમથી ઓસડ વેસડ કરવાં એજ ફાયદાકારક છે.

વિદ્યા આગળના કરતાં ઘટી છે એમ કહેતાં કોઇ વાંધો ઉઠાવશે પણ જે લોકો હાલ ભણે છે તે ગણતા હોય એવું મારૂં માનવું છે જ નહિ. વિદ્યાભ્યાસ કેવી રીતે કરવો? રાત્રે વાંચવા બેસે

ત્યારે સામી બાયડી બેસે એ કેવું વંચાય! દરેક માણસે પોતાનાં છોકરાંઓને નિશાળે મુકવા એ ઉત્તમ રસ્તો છે પણ નિશાળે મુકી બેસી રહેવું નહિ, તેનો અભ્યાસ શું ચાલે છે તેને કેવી સોબત છે વીગેરેની તપાસ રાખતા રહેવું. બાળકને આઠ વર્ષ પુરા થયા કે તેને વિદ્યાભ્યાસમાં જોડવો યોગ્ય છે કેમકે તેટલી વય થતાં તેની સ્મરણ શક્તિ શીખવેલું ધારણ કરવા સમર્થ થાય છે. અને કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે છે પણ મોટું થઇ દૃઢ થવાથી વળતું નથી તેમ તે પણ નાનપણમાં જેમ કેળવીએ તેમ કેળવાય છે. મોટપણે કેળવાઇ શકાતું નથી માટે આઠથી વીષ વર્ષનો થાય ત્યાંથી તેને વિદ્યાભ્યાસ કરાવવો કારણ તેટલો કાળ વિદ્યાભ્યાસ કર્યા વિના વિદ્યાજ્ઞાન સારી રીતે સંપાદન થઇ શકતો નથી.

જેમણે બાળકને ભણાવ્યો નહિ તે માતા પિતા બંને તેનાં શત્રુ જાણવાં; કારણ તે હંસોમાં બગલાની પેઠે વિદ્વાનોની સભામાં શોભતો નથી. રૂપાળા, યુવાન, તથા મોટા કુળમાં ઉત્પન્ન થયેલા, પણ જો વિદ્યા ન હોય તો સુગંધ વિનાના કેશુડાંની પેઠે શોભતાં નથી. કદરૂપાનું વિદ્યા, તપસ્વીનું ક્ષમા, કોયલનું સ્વર તથા સ્ત્રીનું પતિવ્રત રૂપ છે

માટે બાળકને વિદ્યાધ્યયન કરાવવું પણ તે અધુરૂં કરાવવું નહિ કારણ કે અધુરા અભ્યાસથી તે અધુરા ઘડાની પેઠે છલકાઇ જાય છે અર્થાત્, તેને વિદ્યા ભણ્યાનો ગર્વ થાય છે; જેથી પોતે પંડિત મન્ય થઇ બેસે છે એટલે કોઇની સારી શીખામણ સ્વીકારતો નથી ને પોતાના વિચાર મુજબ ચાલવા જાયછે; જેથી ઘણા ખત્તા ખાઇ છેવટ ભવિષ્યમાં સુખી થવું હોયતો ઠેકાણે આવે છે. માટે માબાપો એ છોકરાંને નિશાળે મોકલવાં જોઇએ અને કોઇ દિવસ પુરૂં ભણાવ્યા વિના કદિ ઉઠાડી લેવાં નહિ.

વિદ્યા જ નરનું અધિક રૂપ તથા ઢાંકેલું ગુપ્ત ધન, ભોગ, યશ તથા સુખને આપનારી ગુરૂની પણ ગુરૂ, પ્રવાસમાં બંધુ જન સમાન અને પરંદૈવત રૂપ છે. રાજ દરબારમાં વિદ્યાજ પુજાય છે, ધન પુજાતું નથી માટે વિદ્યા હીનને પશુ સમાન જાણવો. વિદ્યા માતાની પેઠે રક્ષણ કરે છે, પિતાની પેઠે હિતમાં જોડે છે. સ્ત્રિની પેઠે ખેદને ટાળી આનંદ પમાડે છે, લક્ષ્મીને વધારે છે, અને સર્વદિશામાં કીર્તિને વિસ્તારે છે માટે કલ્પ લત્તાની પેઠે શું શું મેળવી આપતી નથી ? અર્થાત્ બધું મેળવી આપે છે. વિદ્યા મનુષ્યને અ-

તુલ્ય કીર્ત્તિ આપનારી, પડતી દશામાં આશ્રય રૂપ, કામદુઘાની પેઠે ઇચ્છીત ફળ દેનારી, સ્નેહીઓના વિયોગ સમયે પણ આનંદ આપનારી, ત્રીજા નેત્રરૂપ માન અપાવનારી, કુળનો મહિમા વધારનારી તથા રત્ન વિનાનું ભૂષણ છે માટે બીજું પડતું મેલી વિદ્યા સંપાદન કરવી. વિદ્યા રૂપી ધન, ચોર તથા રાજાથી હરાતું નથી. ભાઇઓથી વેંચાતું નથી, કંઈ ભાર કરતું નથી અને કોઇને આપવાથી ઘટવાને બદલે નિરંતર વધે છે માટે વિદ્યા ધન સર્વ ધનોમાં મુખ્ય છે. જે ભણે છે, લખે છે, વિચારે છે, પુછે છે તથા પંડિતોની સોબત રાખે છે તેની બુદ્ધિ સુર્ય કિરણે કરી કમળની પાંખડીની પેઠે પ્રફુલ્લિત થાય છે.

જેમણે વિદ્યાભ્યાસ કર્યો નથી તેમના માટે લોકો ઉંચોમત રાખતા નથી કેમકે વિદ્યા વિના તેનામાં ડહાપણ ઘણું ઓછું હોય છે જેથી કંઇ કાર્ય પ્રસંગમાં તેમણે આપેલા વિચાર ઉપર ઘણું વજન રાખવામાં આવતું નથી. સભામાં બોલવું હોય તો તેમનાથી કંઇ બોલાતું નથી.

મુંગા બેસી સાંભળ્યા કરવું પડે છે. માટે માતા પિતાએ બાળકોને વિદ્યભ્યાસ જરૂર કરાવવા જોઇએ. કર્ણમાં વિદ્યાભ્યાસથી એટલી બધી શક્તિ વધી હતી કે તેના પરાક્રમે તેને રાજ્યાધિકાર આણી આપ્યા ને દુર્યોધને તેને અંગ દેશનો અધિપતિ કર્યો.

" ભણો ભણોરે ભણો ભણો !
હાંરે ભણવાથી અનીતિ વ્હેમ જાશે;
હાંરે સદ્‌ગુણ વાધે તે કામ માટે થાશેરે —ભાઇઓ ભણો.
હાંરે ભણવાથી ઘણું ઘણું જાણો;
હાંરે ઉદ્યમ ખંતે તે યશ સુખ માણોરે —ભાઇઓ ભણો.
હાંરે નવા મંદરનું માન વધારો;
હાંરે હોંસે હોંસે અભ્યાસ કરો સારોરે —ભાઇઓ ભણો.

( નર્મ કવિતા )

" જો કે પાપી સર્વથી, અધિક પાપી હોઇશ,
તોય જ્ઞાન રૂપ નાવથી, પાપ સમુદ્ર તરીશ.
બળતો અગ્નિ કોઇને, ભસ્મ કરે છે જેમ,
સર્વ કર્મ, જ્ઞાનાગ્નિપણ, ભસ્મ કરે છે તેમ. "

( ભગવદ્‌ગીતા )

હાલના વખતમાં વિદ્યાર્થીઓ ગુરૂનું માન રાખતા હોય અથવા

ગુરૂને પિતા સરીખા માનતા હોય એવું માનવાને બહુજ થોડી સાબીતી મળે છે તમે પોતે નહીં સાંભળતા હોકે ફલાણા માસ્તરને ફલાણા છોકરાએ એક ભયા પાસે મરાવ્યો? આ શાથી ! કલિયુગથીજ. યદુવંશી શીખામણ આપે છે કે—વિદ્યાર્થીએ વાણીવડે સામે ન બોલતાં વિદ્યા ગુરૂના હકમાં તત્પર રહેવું. પોતાનાં વખાણ કરવાં નહિ. વિશેષે કરી નાચ રંગ જોવાં નહિ, લોકો સાથે વાદ કરવો નહિ, પાઠ કરતી વેળા એકાંતમાં બેસવું, સ્ત્રીઓ સાથે કામ પડતું બોલવું, કઠોર ન બોલવું, શાંત બોલવું, ઇન્દ્રિયો નિયમમાં રાખવી, વડિલોની શરમ રાખવી, દૃઢ ધૈર્ય રાખવું, કાયર થવું નહિ, ક્રોધ કરવો નહિ, અને કોઇની અદેખાઈ કરવી નહિ એ રીતના નિયમ પાળવા વડે વિદ્યાર્થીઓ દુર્ગુણોથી દુર રહી બ્રહ્મચર્ય પાળી વિદ્યા ભણી શકે છે માટે એ નિયમ પાળવામાં કોઇ વિદ્યાર્થીએ આનાકાની કરવી નહિ અને કદિ કરે તો માત પિતાદી વડીલોએ સમજાવી ધમકાવી પળાવવા અને કોઈ પણ રીતથી તે કુસંગમાં પડી ખરાબ કરતો હોય તો તેને તરત અટકાવવો. વળી ગુરૂએ પણ શિષ્યને ભણાવવામાં નિરંતર સાવધાન રહેવું, તેના ઉપર પુત્ર જેવો સ્નેહ રાખી તેને વિદ્યાભ્યાસમાં અભિરૂચિ થાય એવી શિષ્યોમાં માંહો માંહે સરસા સરસી ઉત્પન્ન કરવાના રૂપને પરિણામે જે વિદ્યાભ્યાસમાં સરસ ઉતરે તેને પદવીએ ચઢાવવા રૂપ જુક્તિથી ભણાવવો. પણ ક્રુરતા વાપરવી નહિ. ધર્મને ઇછનાર વિદ્યા ગુરૂએ માર્યા વિ. ા સારી રીતે શીખામણ દઇ ભણાવવા. ને વાણી પણ ધીમી તથા મધુર બોલવી. ચૌદમું રત્ન વાપરવું નહિ.

વિદ્યાર્થી ભાઇઓ ! આપ જાણો છો કે આખા આપણા દેશના ઉદયનો આધાર આપણા ઉપરજ રહેલો છે. આ આપણે માથે નાનો સુનો ભાર નથી માટે અત્યારથી જ સારી ટેવ પાડતાં શીખવું વધારે જરૂરનું છે.

હાલમાં લોકો વિદ્યા ભણવી તે નોકરીને માટે સમજે છે. આઇ વેપારીનો દિકરો ચાર પાંચ પોથાં ભણ્યો એટલે દુકાને બેસવાને બદલે એકદમ નોકરીની તજવીજ કરવા માંડે છે. ભણવું એ કાંઇ નોકરીનેજ વાસ્તે નથી.

" The purpose of his life-its end and aim,
" The search hidden truth. Careless of fame
" Of empty dignities and dirty delf,

"Learning he loved and sought her for herself."

"જેના જીવતરનો આશય—તેનો અંત અને લક્ષ્ય—શુધ્ધ સત્યનો શોધ એજ છે. કીર્તિ, ખાલી પ્રૌઢતા અને મલિન, તુચ્છ ધનવિષે તો જેને અપેક્ષા જ નહિ, જે વિદ્યામાં આશક્ત હોય છે અને વિદ્યાને અર્થેજ વિદ્યાને શોધે છે."

"વિચારો ! નોકરી તે કેટલાને મળે ? મિત્રો ! કાંઇ હિંમત હારી જવામાં માલ નથી ! ભણવું છોડી ન દીઓ ! વિદ્યા સંપાદન કરવામાં ન્યુનતા રાખવી એ ખોટું. વિદ્યા સંપાદન કરતાં આરંભમાં જરા પરિશ્રમ જેવું લાગે છે પણ પરિણામના તેના રસનો સ્વાદ અલૌકિક જ છે. જેમ કુવો કે બીજું જળાશય ખોદતાં પાણી આવતાં સુધી માટી કાઢવાનો શ્રમ પડે છે પણ તેમાં મિષ્ટ જળ આવ્યા પછી નિરંતર સુખ થાય છે અને આપણા દેહનો આધાર થઇ રહે છે તેમજ વિદ્યા શીખતાં આરંભમાં જરા શ્રમ છે ખરો પણ હિંમત હાર્યા વિના જો ઉત્સાહથી જરા આગળ વધશોતો તમને ખરેખર અલૌકિક રસકુપ મળશેજ."

હાલની કેળવણીની સાથે જો ધર્મ સંબંધી કેળવણી આપવામાં આવેતો વધારે સારૂં કારણ કે પાઠ પુંજા વીગેરે હમણાં સુધરેલા લોકોએ મૂકી દીધું છે. ઠાકોર અને મૂર્તિને ઠેસ મારી ઉડાડી નાંખે છે. બધાની આસ્થા ઉઠી ગઇ છે. આ બધા અધુરી કેળવણીનાજ પરિણામ છે.

"A little learning is a dangerous thing"

"અલ્પજ્ઞાનને અભિમાન, તેતો જાણુછે અતિ હણુ"

"પકવ ફળમાં જે સુસ્વાદ આવે છે તે કાચા ફળમાં મળતો નથી. પાકી કેરીનો મધુર સ્વાદ તેના કાચાફળ મરવામાં તમારા ચાખવામાં કદિ આવ્યો છે ! ઉલટી તુરાશ લાગશે. વિદ્યા વિષે પણ તેમજ સમજવું. પકવ ફળમાં સુસ્વાદ આવેછે એટલુંજ નહિ પણ તે ફળ બીજ રૂપ થઈ બીજા અનેક ફળ ઉત્પન્ન કરવા સમર્થ થાયછે. તેમ વિદ્યા પણ પકવ થએ સુસ્વાદ, રસબસ થયેલી અને બહુ ફળદાત્રી થાય છે એ નિઃસંશય છે" માટે થોડાં વર્ષ તો શું પણ મરણાંત સુધી વિદ્યાને સેવવા આજથીજ દૃઢ નિશ્ચય કરવો. એમાંજ આપણો ખરો સ્વાર્થ છે અને એજ કલ્યાણકારી કામ છે."

અધુરી કેળવણીથી હાલમાં ઘણાજ ગેર ફાયદાઓ થએલા છે. શું કેળવણી એમ શીખડાવે છે કે બધાઓએ ટોપી પહેરી પાઘડીઓ

હોય તેના બાયડીઓના સાડલા કરી નાંખવા ? શું કેળવણી તમને એમ શીખડાવે છે કે માથા ઉપર ચોટલી રાખવાને બદલે કપાળપર વાળનો ગુચ્છો રાખવો ? શું કેળવણી તમને એમ શીખડાવે છે કે બધો સામાન—ઘડિયાળ, બુટ, છત્રી વીગરે વિલાયતી જ રાખવો ? શું એમ કહ્યું છે કે સોડા, લેમેનેટ, બરફ, આઇસ્ક્રિમ, ચા, ગુલ્ફી વીગરે વીના ચલાવવું એ શરમ છે ? શું માતાપિતાનું અપમાન કરી સ્ત્રીને લઇ જુદા રહેવું એ કેળવણીનો હેતુ છે ? તમારી કેળવણીપરથી તમારે શીખવાનું શું છે તે વિચારો ! અને તમો હાલ શીખો છો શું ? પહેરવેશમાં પણ હાલ કેટલો ફેરફાર કરી નાંખ્યો છે? દેશી કારીગીરીને ઉત્તેજન વાસ્તે દેશમાં બનતાં લુગડાં પહેરવાને બદલે પરદેશનાંજ લુગડાં પહેરવા માંડયાં છે. અને તેથી જ દેશી કારીગરોને ભીખ માગવી પડે છે. કોટ, પાટલુન, અને ટોપી એ હવેનાં મુખ્ય પોશાક થયા છે. ખમીસ અને તે પર જાકીટ એવું તો ઘોડાના તંગની પેઠે જોરથી બાંધવામાં આવે છે કે વખતે એમ જણાય છે કે જેમ પાતળી કમરવાળી સ્ત્રીઓ વખણાય છે તેમ જુવાનોને પણ કમર પાતળી કરી વખણાતું હોય ! ગળામાં કોલર અને તે ઉપર નેકટાઇ ચારે તરફ નજરે પડે છે. શું આપણા બાપદાદા આપણા જેવો પોશાક ન પહેરતા તો મરી જતા? હાલમાં તો જેને ગમે તેવા વેશો પહેરાય છે. જેઓ અંગ્રેજી ભાષા જાણતા ન હોય તેઓ પણ પોતાને ભણેલામાં લેખવવાને જ "ગુડબાઇ" વીગેરે શબ્દો મોઢે કરી ડોળ કરતા હોય એવું જણાય છે.

વિદ્યા ભણીને વંઠી ન જઇએ,
સઘળી વાતોમાં વિવેકી જ થઇએ—વિદ્યા૦ ૧

મ્હેણાનું વેણ કોને નવ કહીએ,
કંકાસથી વળી દૂરજ રહીએ—વિદ્યા૦ ૨

મૂકી ગરૂરી સાલસાઇ ધરીએ,
સંતોષે સુખપણ ઉદ્યોગ કરીએ—વિદ્યા૦ ૩

( નર્મ કવિતા )

હવે તો કુતરાઓને પાળવાનો શોખ દિવસે દિવસે પ્રસરતો જાય છે. કેટલાક તો ખાવા બેસે ત્યારે સામા બેસાડી ખવરાવે છે અને કેટલાક સાથે સુવાડે પણ છે ! કદાચ પોતાનું કોઇ બાળક તે કુતરાને મારે તો તે બાળકના બાર વાગી જાય છે.

બીડી પીનારા બહુજ વધી ગયા છે. બીડીના ધંધાદારીઓની

દુકાને ઘરાકોની રમઝટ બોલે છે. ચાલતાં ચાલતાં, ખાતાં ખાતાં, કે બેઠા હોય ત્યારે તો બીડી પીએ પણ પાઇખાનામાંએ મોઢામાં બીડી વિના ન જવાય એ શું ? વાહ ! સુધરેલ સાહેબ ! અત્યારે તો સોડા અને લેમોનેટ વીગેરે ખારનાં પાણી વેચનારનો ધંધો જાગ્યો છે. હાડકાની બનેલી ચીજો જેવી કે છત્રી તથા લાકડીના હાથા વીગેરેને અડી હાથ ધોયાવિના પાણીના ઠામને અડાય તેનો જરા પણ બાધ હાલમાં ગણાતો નથી. કેટલાક તો પગરખાં પહેરી પાણીના ઠામને અડે છે તો થોડા વખત પછી પગરખાં પહેરી જમવા બેસતાં કેમ સરમાશે ! અને પછી દારૂ પીતા પણ શામાટે શરમાય, અને જોઇએ છીએ કે ઘણા પીએ પણ છે. ગઇ ! બાપદાદાની હજારો વર્ષની જાળવી રાખેલી આબરૂ હાલના જુવાનીઆઓ ખોઇ બેઠા છે તે કયારે પાછી આવશે ! નોકરો વધ્યા એટલે પગાર થયો ઓછો. પણ જોશોતો ત્રણ રૂપઇડીનો પગારદાર ઇસ્ત્રી બંધ કપડાં, બૂટ, ઘડીઆળ અને છત્રી વિના નહીં જણાતો હોય ! હાલમાં ધોબીઓ અને મોચીઓને રોજી ઠીક જાગી છે હરામીઓ ઇસ્કેટાટ થઇ લોકોને ધુતવા કશી મણા રાખતા નથી. આળસે સારો પગ પેસારો કર્યો જણાય છે.

આળસ એ માણસોનો મોટામાં મોટો દુસ્મન છે.

દેશની દાઝ ઘણી આવે છે. પણ કેટલું લખુંને કેટલું ન લખું ! આવી આવી દુર્દશાઓ થઇ ગઈ છે પણ તે ટાળવાને કોશેશ કરતું કોઇ જણાતું નથી. કારણ કે આગળ થોડાં માણસોએ દેશ સેવા બજાવવા કમ્મર કસી હતી પણ જે તરફ લોકોનો ઝાઝો મત હોય તેનીજ તરફેણમાં પરિણામ આવે છે તેથી તે માણસો બિચારા પાયમાલ થઇ ગયા હતા એટલે તેનો દાખલો લઈ આપણે કાંઇ બેસી રહેવાનું નથી. જુવો ! "Who never tries can not win the prize"

" જે ન કરે બળ તેને ન મળે ફળ. "

માટે પ્રયત્ન તો કરવોજ. ઉદ્યોગ કરશો તો ફત્તેહ પામશો. જે ઉત્સાહથી સતક્રિયા કરવા પ્રયત્ન કરે છે તેને ઇશ્વર સહાય થાયછેજ.

"The wise and prudent conquer difficulties,
By daring to attempt them. Sloth and folly,
Shiver and shrink at sight of toil and danger,
And make the impossibility they fear." (Dhowe)

વિવેકી અને દુરદર્શી હોય છે તે કઠિન કાર્યો કરવાના સાહ-

સથી જ તે કાર્યોને જીતે છે પણ આલસ્ય અને મૂર્ખતા છે તે શ્રમને અને ભયને દેખીને ધ્રુજે છે અને સંકોચાય છે. અને એમ થએ જે અસાધ્યતા સારૂ તેઓ બીહે છે તે પોતેજ ઉત્પન્ન કરે છે. ઉદ્યોગને અને પ્રયત્નને અંતે જયજ છે. તેમ છતાં કદાપિ જય ન મળે તો હાનિતો છેજ નહિ. યત્ન કર્યાં છતાં પણ જો સિદ્ધ ન થાય તો તેમાં દોષ શું છે ?

માણસની પડતી અને ચડતી તો ચાલી જ આવે છે તો વિપત્તિમાં હારી જઇ પ્રયત્ન મુકી દેવો ન જોઇએ. જુવોને ? આથમી ગએલો સૂર્ય પણ સવારમાં ફરીથી ઉગ્યાવિના રહેતો નથી ! પડતી ચડતી બધાની ચાલી જ આવે છે.

" કોઇ દિન અમૃત આહાર, કોઇ દિન લુખી ભાજી,
કોઇદિન પડવુંપાય, કોઇદિન ચડવા વાજી;
કોઇદિન સુંદર સેજ, કોઇદિન ભૂપર પડવું,
કોઇદિન વીવા હોય, કોઇદિન દુઃખથી રડવું;
કોઇદિન રળવું રિઝથી, કોઇદિન ખોવા દામને,
શામળ હિમત ન હારીએ, સંભાળી શ્રી રામને;
કદિ ચડવા સુખપાલ, કદિ શિર ભાર ઉચકીએ,
કદિ ભોજન બહુભાત, કદિ અન વિના અટકિએ,
કદિ પાંચ પોશાક, કદિ કૌપીનભર જઇએ;
કદિ શેવકનિજ સાથ, કદિ કિંકર પણ થઇએ;
કદિ આપ સદાવ્રત આપિએ, કદિ આપણ કર ઓડિએ,
શામળ કે સમરી રામને, છત હિમત નવ છોડીએ,
માટે મહા પુરૂષોએ સંપત્તિ અને વિપત્તિમાં સમાન રહેવું
" સીત હરી દિન એક નિશાચર, લંક લહી દિન એસોહિ આયો;
એક દિનં દમયંતી તજીતલ, એક દિનં ફિરહી સુખ પાયો;
એકદિનં બનપાણ્ડવગે, અરૂ એકદિનં શિર છત્ર ધરાયો;
શોક અધીન કછૂ ન કરો, કરતાર ઇહીબિધિ લેખ રચાયો "

સૂર્ય ઉગે છે ત્યારે રાતો હોય છે, અને આથમે છે ત્યારે પણ રાતોજ હોય છે; તેવીજ રીતે સંપત્તિમાં પણ અને વિપત્તિમાં પણ મહા પુરૂષોની એકજ રૂપતા રેહે છે.

"The magnanimous man will behave with moderation under both good fortune and bad. He will know how to be exalted and how to

be based. He will neither be delight ed w'thsu ccess nor grieved by failure."

સારા અને નઠારા ઉભય ભાગ્ય નીચે મહાત્મા પુરૂષો સમદ્રષ્ટિથી ચાલશે. ઉંચે કેમ ચડવું ને નીચે કેમ પડવું તે તેઓ જાણશે. સિદ્ધાર્થ થયાથી તેઓ રાજી રાજી થઈ જશે નહિ તેમ નિષ્ફળ થવાથી તેઓ શોકાતુર થઇ જશે નહિ માટે દરેકે મોટા માણસોના દાખલા લઇ સંપત્તિ અને વિપત્તિમાં સમાન રહેતાં શીખવું જોઇએ.

Example is the school of mankind, and they will learn at no other." (Burke)

દ્રષ્ટાંત એ મનુષ્ય જાતની શાળા છે અને તેઓ બીજે કંઈ શીખશે નહીં અર્થાત્ દ્રષ્ટાંતથીજ શીખે છે. તો હવે કેવા દ્રષ્ટાંત શીખવા !

" For mine own part,<br>
I shall be glad to learn of noble man."

હું તો મહાત્માઓનાથી જ શીખવાને રાજી થઇશ.

"જુઓ! શ્રી રામચંદ્રજીનાં સીતાજીને એક દિવસ રાવણ લઇ ગયો અને એક દિવસ તેજ રાવણની લંકા શ્રીરામે લીધી. એક દિવસ દમયંતીને નળ રાજાને તજી પાછાં બંને મળ્યાં અને સુખ પામ્યાં, એક દિન પાંડવો રણમાં રઝળ્યા અને એક દિન શીર પર છત્ર ધરાયું અને મહારાજા થયા. એવી ઇશ્વરની ગહન ગતિ છે. અતિ દુઃખીઆના અતિ સુખીયા થઇ ગયા છે તો આપણ સામાન્ય મનુષ્યો વિપત્તિ સમે ધર્મમાં દૃઢ રહીએ તો સુખ પામવાનો સંભવ બહુજ છે.

અસ્તોદય—

" Be still, sad heart ! and cease repining<br>
Behind the cloud is the sun still shining<br>
Thy fate is the common fate of fall<br>
In to each life some rain must fall<br>
Some days must be dark and dreary."

( Long Fellow )

દુઃખી આત્મા શાંત થા ! અને શોક કરતો અટક ! દુઃખરૂપી વાદળાની પાછળ સુખ રૂપી સૂર્ય હજુ ઝળકે છે. બધાંની પેઠે તારા નશીબમાં પણ પડતી છે દરેક માણસને વરસાદ રૂપી દુઃખ પડવું જોઇએ. કેટલાક દિવસો સુખ રહિત અને ઉદાસી પણ હોય.

"The wheel of life is ever on the ground
while one side up, the other on the ground"

જીંદગીરૂપી ચક્ર હમેશાં જમીન ઉપરજ હોય છે જ્યારે એક બાજુ જમીન ઉપર હોય ત્યારે બીજી ઉપર હોય છે. જેમ પૈડાંની ધરી ફ-રે છે તેમ માણસને સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ આવે છે.

હાલમાં લોકો હિંમત હારી જઈ નશીબ ઉપર આધાર રાખી બેશી રહે છે અને તેથી તેઓ દુઃખથી બહાવરા બની ગયા છે.

" કહત સમય બલવાન હૈ, નહિ પુરૂષ બલવાન
કાબે અરજુન લુટ લીઓ, એહિ ધનુષ્ય એહિ બાન. "

## ગીતિ.

" સંસાર વિષે સુખ દુઃખ, સંયુક્ત જ છે વિચિત્ર રીતિયેરે,
રવિના અભેદ્ય ઔષ્ણ્ય પ્રકાશ તે જ્યમ સદાય સંગેરે;
સંપત્તિ વિપત્તિમાં, મહાજનો એકરૂપ રે' ન ચળે,
ઉષ્ણ વૃષા ૠતુમાં જ્યમ, સાગર એકરૂપ રે'જ ધરણી તળે"

ઉદય પછી અસ્ત એતો આ સૃષ્ટિનો નિયમજ છે તો અસ્ત પછી ઉદયની આશા શા માટે ન રાખવી ?

" For what is it on earth
Nay under heav'n continues at a stay ?
Ebbs not the sea, when it hath overflown ?
Follows not darkness when the day is gone?
And see we not sometimes the eyes of heav'n
Dimm'd with o'erflying clouds ? "

## છપય.

" શું નથી થાતો ઓટ, ભરતી સાગરમાં આવી ?
શું નાવે અંધારૂં, દિવસ યદિ જાય સધાવી !
શું નથી જોતા સર્વ, કદાચિ દૃષ્ટિ બલથી
વ્યોમજ કેરી આંખ રવિ જાંખો વાદળાથી ?
આ સૃષ્ટિ ઉપરનું સહુ, વલી આકાશ તલે તણું
કહિ કશું દીઠું છે સ્થિર નિત, કહો વિચારી મનમાં ઘણું ? "

વિચારો અને જુઓ કે જેમાં આપણે વસીએ છીએ તે પૃથ્વ પ-ણ હમેશાં ભમ્યાં કરે છે. એશિયા પૂર્વે શ્રેષ્ટ ગણાતો અને યૂરોપ અને અમેરિકા અંધકારમાં હતા. પણ જુઓ ! એશિયા ખં-ડના હૃદયનો મણી 'હિંદુસ્તાન" —યુરોપ જેના પર સર્વોપરી સ્થા-

પી રાજ્ય કરે છે. જુઓ રામાયણ અને મહાભારતમાં પ્રખ્યાત અયોધ્યા અને હસ્તીનાપુર જેવા નગરોનો ક્યાંય પત્તો લાગતો નથી ને ક્યાંય પણ આગળ ન સંભળાતાં એવાં કલકત્તા અને મુંબઇ જેવાં શેહેરો હાલમાં સર્વોત્તમ થયાં છે.

દરેક માણસે હવે સ્વદેશ સેવા બજાવવા તત્પર થવું જોઇએ. દેશસેવા અનેક રીતે થાય છે. વિદ્યાકલાની વૃદ્ધિ કરવાથી, લોકસુખમાં વૃદ્ધિ કરવાથી, સ્વતંત્રપણાને ઉત્તેજીત થઇ, વેપાર વાટે, કળાકૌશલ્ય વડે, ભૂમિશોધનથી—વીગેરે ઘણી રીતે થાય છે. આ દેશની ચડતી વાસ્તે જુદા જુદા પ્રકારના ગુણ અને જુદા જુદા લક્ષણ વાળા માણસો હોયતો વધારે સારૂં. કોઇ ભણવામાં તો કોઇ ગણવામાં, કોઇ વિદ્યામાં તો કોઇ કળામાં, કોઈ વેપારમાં તો કોઇ ખેતીમાં, કોઇ વાંચવામાં તો કોઈ લખવામાં તેમ વિવિધ વિષયોમાં નિપુણ માણસોની જરૂર છે.

વાંચનાર ! ગમેતો તમે નિર્બળ હોકે બળવાન હો, રંક હો કે રાજા હો, મધ્ય સ્થિતિના હો કે શ્રીમંત હો, ગમે તેવી સ્થિતિના હો પણ એટલું કહેવાને તો હું હિંમત ધરીશ કે તમારામાંનો દરેક માણસ હાલની થયેલી આ સ્થિતિનો ઉદય લાવવામાં ઉપયોગી થઇ પડશે. તમારે કહેવાનું કાંઇ કારણ નહિ રહે કે રંક બિચારા શું કરે ! કારણ કે

" The poorest have sometimes taken the highest places; nor have difficulties apparently the most unsuperable proved obstacles in their way. Those very difficulties in many instances would even seem to have been their best helpers by evoking their powers of labour and endurance and stimulating into life faculties which might otherwise have lain dorment. ( *Smiles* )

અતિ રંક પુરૂષોએ બહુ વેળા ઉંચમાં ઉંચ પદ મેળવ્યાં છે. દેખાતાં અલંઘ્યતમ સંકટો તેમના માર્ગમાં બાધકારક થઇ પડયાં નથી. ઘણાં દૃષ્ટાંતમાંતો તેજ સંકટો તેમના શ્રમની અને સહનશક્તિઓને પ્રકટ કરીને અને કેટલાક ગુણો, જો તેમ બન્યું ન હોતતો અચેત પડી રહ્યા હોત, તે ગુણોને ઉત્તેજી સજીવ કરીને તેવા મનુષ્યોના ઉત્તમ સહાયકર્ત્તા હોય એવા પણ દેખાઇ આવ્યા છે.

અમદાવાદમાં પ્રસિદ્ધ થતું પ્રખ્યાત પત્ર "રાજપત્રિકા" હિ-

દુસ્તાનના ફળદ્રુપ ભાગ–ગુજરાત–ના સંબંધમાં એવો ઉમદા અભિપ્રાય જણાવે છે—

દરેક દેશની આબાદીનો આધાર ત્યાંના ઉદ્યોગ હુન્નર ઉપર રહેલો છે, ફક્ત નોકરીનીજ લલુતાથી અને એકના એક ધંધાનાં અનુકરણ કરવાથી કોઈ દેશ સારી સ્થીતિએ પહોચવા ભાગ્યશાલી નીવડ્યો હોય એવું ઇતિહાસનાં પાનાં ઉપરથી તો નથી જણાતું. આથીજ આપણને જોવાનું મન થાય છે કે ગુજરાત હાલમાં કેવી હાલતમાં આવી પડેલું છે? તેની હાલત માઠી છે. ઘણા લોકો માત્ર નોકરી કરી પેટનું વેઠીયું કાઢવામાં આબરૂ માની બેઠા છે અને ઉદ્યોગ હુન્નરને હાથ અડકાડવાનું થોડુંજ શીખ્યા છે, અને જે થોડાક એવું શિખ્યા છે તેઓ પોતાની બુદ્ધિનો ઉપયોગ ઝાઝો કરતા હોય એવું જણાતું નથી—તેઓ માત્ર અનુકરણ ને અનુકરણજ શીખેલા છે અને આવાં અનુકરણોમાં પણ શું છે? મીલોના થાંભલા અને વિમા કંપનીઓ! આ શિવાય બીજા હુન્નર ઉદ્યોગ જાણે જગતમાં છેજ નહિ એમ ગુજરાતમાં ચાલતા હુન્નર ઉદ્યોગ ઉપરથી જણાય છે. આમ હોય ત્યાં દેશની સ્થીતિ શી રીતે સુધરે? એકને એક ધંધામાં લાભ કેટલાને મળે? લાભ સર્વને વહેંચાતો આવે અને એક રોટલાના ખાનારાની સંખ્યા જેમ વધારે હોય તેમ તેમને ભાગ નાના નાનાજ કડકા આવે. ખરેખર! આ દશામાંજ ગુજરાત પડેલું જણાય છે. બીજા અનેક હુન્નર ઉદ્યોગ જેનાથી પાશ્ચિમાત્ય પ્રજાને ઘેરઘેર નાણાં ખણુખણુખણુખણુ થઇ રહ્યાં છે તેવાનો પ્રચાર કરવા પ્રત્યે બહુજ થોડું લક્ષ અપાય છે અને એવા લક્ષ આપનારા કોઇ નીકળે છે તો કદાચ તેમને યોગ્ય આશ્રય મળતો નથી કે કાંતો તેવાં કામ કરવા તેમનામાં જોઇતું સામર્થ્ય હોતું નથી. એટલે પાછા એ ભગવાન એના એ! હુન્નર ઉદ્યોગથી દેશને દીપાવી મૂકવા સામર્થ્ય અને આશ્રય એ બેની જરૂર છે. તેને માટે યોગ્ય અધિકારીઓ જોઇએ અને તેમ નથી ત્યાં સુધી સર્વ ફાંફાંજ છે.

હવે તો ખરાબ રૂઢીઓ જે દેશની પડતીનું એક મુખ્ય કારણ છે તેમાં સુધારો કરવા તત્પર થવું જોઇએ. જ્યાં સુધી હિંદુ ભાઇઓ અંદર અંદર સમજી સુધારો નહિં કરે ત્યાં સુધી તેઓ કદિ પણ સારી હાલતમાં આવવાનાજ નથી. માટે દરેક સ્વદેશાભિમાની સમજુ માણસે જુના રીવાજોમાંથી જે સારા હોય તે રાખીને નવા રીવાજો માંથી જે શ્રેષ્ટ હોય તે ગૃહણ કરવા. જુઓને! ચિનાઇ

મોટા હુન્નરકળામાં આગળ હિંદુસ્તાન જેટલાજ આગળ વધેલા હતા પણ કોઇ નવા ધારા દાખલ નહીં કરવાથી પાયમાલ થયા. અને આ રાણીના ગાદીપર બેઠા પછી યુરોપિયન લોકોને દેશની અંદર આવવા દીધા અને હુન્નરોમાં સુધારો કર્યો તો જુઓ હાલમાં કેવી સરસાઇ ભોગવે છે। માટે આ બાબત ખુબ ધ્યાન આપવું નહિતર આથી પણ માઠી દશા આવવાનો સંભવ છે.

દરેક વાંચનાર, નિર્વિવાદ કબુલ કરશે કે હાલ શ્રી વિદ્યાદેવીની, કૃપાદ્દષ્ટીરૂપ અમૃત વૃષ્ટિના મધુરા અને સુખ ઉપજાવતાં બીંદુઓ આપણા ઉપર પડવા લાગ્યાં છે; પણ જેમ "કાન તોડે તેવું સોનું કાનમાં પહેરવાથી ફાયદો શો ?" તેમ અર્વાચીન કેળવણીનું ઉપરનું ચિત્ર, તેમજ તેમાં કરવા જોઇતા ફેરફારોની આવશ્યક્તા તથા શિક્ષકોનું કર્તવ્ય, આ જગ્યાએ તેને લગતા "વિદ્વત્કૃત્ય વિવેક" નામના નિબંધને આધારે જણાવીશ તોપણ અપ્રાસંગિક નહિજ ગણાય એમ મારો નમ્ર અભિપ્રાય છે.

અલબત આજ કાલ બ્હોળે હાથે કેળવણી આપવામાં આવે છે તે એક વાતે સ્તુત્ય છે. પરંતુ હલકી ગ્નાતીના બાળકોને ઉત્તમ ગ્નાતીના બાળકોની પેઠે એક સરખી રીતે કેળવણી આપવાથી, ઉત્તમ ગ્નાતીના બાળકોને ભવિષ્યમાં કેટલું કેટલું ભોગવવું પડે છે તેનો વિચાર કરવો બહુજ સુલભ છે. આજ કાલ જોશોતો, પોતાની બાલ્યાવસ્થાથી તે વીશ વર્ષની ઉમ્મર સુધી મહા મહેનત કરી એક વિદ્યાર્થી મહા ભાગ્યે મેટ્રીક કે સ્કુલફાઇનલની પરીક્ષા પસાર કરે છે તો તેને રૂ. દશ કે બારથી હાલ કોઇ વધારે પગાર આપે છે ? અને આવા પાસ થયેલા વગર નોકરીએ ટોળાંબંધ રખડતા નજરે નથી પડતા ? સર્વને એક દરજ્જે કેળવણી આપવાનો ધારો હોવાથી ત્રીશ ત્રીશ અને પાંત્રીશ પાંત્રીશ વર્ષની વય સુધી મહા મહેનત કરીને એમ, એ. ની પરિક્ષામાં પસાર થયેલાઓ આજે ફક્ત રૂ. ૧૦૦ ના પગારથી નોકરીએ રહેતા નથી જણાતા ? બી. એ. હાલ રૂ. ત્રીશથી ચાલીશનો પગાર ભાગ્યેજ મેળવી શકે છે. આ ઉપરથી વાંચનારને ખાત્રી થઇ હશે કે આ સર્વ માત્ર ખેડુત અને હલકી ગ્નાતીઓના બાળકોને પણ એક સરખી રીતે કેળવણી આપવાનું ફળ છે.

કેળવણીનો ઉપયોગ શું થાય છે તે કોણ જાણે છે? આજ કાલના ફક્ત ગોખી ગોખીને પુરૂં કરતા વિદ્યાર્થીઓ ક્યાંથી

સમજે કે—ભણુતર શું અને ભણીને શું કરવું ? આ વિશે નીચે પ્રમાણે " શ્રી વિદ્વત્કૃત્ય વિવેક " નામના નિબંધને આધારે જણાવવા રજા લઉં છું:—શું અઢારે અઢાર પુરાણોને ભણી જાય તો તે ભણેલા લેખાય ? શું સર્વ ઇતિહાસોને ભણી જાય તો તે ભણુતરને છેડે પહોચ્યો કહેવાય, શું સઘળાં મહાકાવ્યો ભણી જાય તો તે ભણી રહ્યો કહેવાય, અથવા ટુંકામાં શું ચૌદ વિદ્યા અને ચોસઠ કળા જાણી જાય તો તે ભણી રહ્યો કહેવાય, શું અંગ્રેજીમાં એકો થવાથી ભણેલો કહેવાય, શું લાટીનનો પૂર્ણ અભ્યાસ થવાથી ભણેલો કહેવાય, શું આરબીમાં અવધિ થવાથી ભણેલો કહેવાય, શું ફારસીમાં ફતેહ મેળવવાથી ભણેલો કહેવાય, શું ગુજરાતીમાં માન મેળવવાથી ભણેલો કહેવાય. શું તત્વવેત્તા થયાથી ભણેલો કહેવાય, શું રસાયનનું જ્ઞાન મેળવવાથી ભણેલો કહેવાય, શું ડાકતરનું પદ મેળવવાથી ભણેલો કહેવાય, શું બી. એ. થવાથી ભણેલો કહેવાય, શું સોલીસીટર થવાથી ભણેલો કહેવાય, શું બારીસ્ટર બનવાથી ભણેલો કહેવાય, શું ઇંજનેરી કામ જાણવાથી ભણેલો કહેવાય, શું શાસ્ત્રી કહેવાયાથી ભણેલો કહેવાય, શું પંડિત કહેવાયાથી ભણેલો કહેવાય, શું કવિતા કરવાની શક્તિ આવવાથી ભણેલો કહેવાય, શું ગ્રંથ રચવાથી ભણેલો કહેવાય, શું ભાષણો કરવાની શક્તિ હોવાથી ભણેલો કહેવાય, શું પિંગળનું પૂર્ણ જ્ઞાન મેળવવાથી ભણેલો કહેવાય, શું કાવ્યોના ગુણદોષ જાણવાથી ભણેલો કહેવાય, શું રસાલંકાર અને નાયિકાના ભેદ જાણવાથી ભણેલો ગણાય, શું જ્યોતિષ્શાસ્ત્ર જાણવાથી ભણેલો ગણાય, શું રમળ જાણવાથી ભણેલો ગણાય, શું સામુદ્રિક લક્ષણો જાણવાથી ભણેલો ગણાય, અથવા જગતમાં જેટલી ભાષાઓ છે તેટલી ભાષાઓ જાણનાર અને જેટલી કળાઓ છે તેટલી કળાઓને જાણનાર મનુષ્ય શું ભણેલો ગણાય ? જો આપણે ઝીણી નજરથી જોઇશું તો ઉપર લખેલા સર્વમાંથી એક પણ માણસ ભણેલો કહેવાને પાત્ર નથી. દેવભાષા, ઇંગ્રેજીભાષા અને બીજી ભાષાઓમાં મોટામાં મોટી અને ઉત્તમમાં ઉત્તમ પદવીઓ જેઓએ મેળવેલી હોય તેઓએ પણ જ્યાં સુધી પશુ સ્વભાવ એટલે ઢોરની પેઠે સ્વજાતિમાંજ દ્વેષ રાખવાનો સ્વભાવ છોડયો નથી, જ્યાં સુધી પોતાના ભણવામાં આવેલા સદુપદેશો વર્તવામાં લીધા નથી, જ્યાં સુધી આખા વિશ્વને પોતાના કુટુંબરૂપ ગણેલ નથી, જ્યાં સુધી મન વચન કર્મથી જગતનું ભલું કરવાને કેડ બાંધી નથી અને જ્યાં-

સુધી પોતાના સ્નેહિ સંબંધી કે સાધારણ લોકોનું સારૂં કરવું એમાં તો આશ્ચર્ય નહિ, પરંતુ પોતાના કટ્ટા શત્રુઓનું પણ સારૂં કરવા તત્પર થયા નથી, ત્યાંસુધી તેઓ વિદ્વાનના નામને યોગ્ય કેમ ગણી શકાય ? શું આપણે એવા શાસ્ત્રિયો નથી જોતા કે જેઓ એક બીજાનું ખોદવામાં તત્પર હોય, શું આપણે એવા કવિયો નથી જોતા કે જેઓ એક બીજાનું નિકૃષ્ટપણું બતાવવામાંજ ખુશી હોય, શું આપણે એવા વકતાઓ નથી જોતા કે જેઓ એકબીજાને જીતવામાંજ કૃતાર્થતા માનતા હોય, શું આપણે એવા જોશીઓ નથી જોતા કે જેઓની પરસ્પર આંખો વઢતી હોય, શું આપણે એવા ડાકતરો અને વૈદ્યો નથી જોતા કે જેઓની એક સ્થાનકમાં બીજા ડાકતરને કે બીજા વૈદ્યને દેખતાંજ તબીયત જતી રહેતી હોય ? આ પ્રમાણે જ્યાંસુધી જોવામાં આવે ત્યાંસુધી તેઓને વિદ્વાન કેવી રીતે કહેવાય ? આ માત્ર દ્વેષ વિષેજ લખ્યું પણ ઘણા ઘણામાં ભાષાજ્ઞાન સંપૂર્ણ છતાં, ડહાપણ બોહોળું છતાં, કલાકોશલ્ય સરસ છતાં, વકતૃત્વશકિત ઉત્તમ છતાં, ઇતિહાસનું જ્ઞાન ઘણું છતાં કવિત્વશક્તિ અપ્રતિમ છતાં, કોઇ એવા એવા દુર્ગણો વસે છે કે જેથી તેઓના કરતાં અભણ અને અલ્પજ્ઞ માણસ પણ આપણને સારૂં લાગે.

ઉપર લખેલા અમૂલ્ય ગુણો છતાં નથી તેના ભાષાજ્ઞાનને કોઇ જોતું, નથી તેના ડહાપણને કોઇ જોતું, નથી એની કલા-કુશલતાને કોઇ માન આપતું, નથી એની વકતૃત્વશકિતને કોઇ સાંભળતું, નથી એના ઇતિહાસના જ્ઞાનને કોઇ પૂછતું કે નથી એની કવિત્વશકિતને કોઇ વખાણતું. જ્યારે આમ છે ત્યારે સિદ્ધ થાય છે કે-માત્ર ગ્રંથો ભણી જવાથી ભણેલો ગણાતો નથી પણ માત્ર તેમાં સદ્ગુણો પરિપૂર્ણ હોય તોજ ભણેલો કહેવાય છે. હવે સદ્વિદ્યા સંપાદન કરવાની અવશ્યક્તા શાથી ઉભી થાય છે તે, વિદ્વત્કૃત્સ વિવેકને આધારે જોઇએ.

આપણે દુ:સંગથી, દુર્વિચારોથી કે અજ્ઞાનપણાથી આપણાં માતાપિતાપ્રત્યે પાળવાના પોતાના ધર્મથી ન ચૂકિયે એટલા માટે સદ્વિદ્યા સંપાદન કરવાની જરૂર છે. આપણે આપણા આર્યબંધુઓ પ્રત્યે કેમ વર્તવું જોઇયે તે જાણવા માટે સદ્વિદ્યા સંપાદન કરવાની જરૂર છે. આપણે આપણા અનુજ બંધુઓપ્રત્યે કેમ વર્તવું જોઇયે તે સમજવા માટે સદ્વિદ્યા સંપાદન કરવાની જરૂર છે. આપણે આપણી ધર્મપત્નીપ્રત્યે કેમ વર્તવું જોઇયે તે સમજવા માટે સદ્વિદ્યા સંપાદન

કરવાની જરૂર છે. આપણે આપણાં પુત્રોપ્રત્યે કેમ વર્તવું જોઇયે તે શીખવા માટે સદ્વિદ્યા સંપાદન કરવાની જરૂર છે. આપણે આપણા મિત્રોસાથે કેમ વર્તવું જોઇયે તે સમજવા માટે સદ્વિદ્યા સંપાદન કરવાની જરૂર છે. આપણે આપણી જ્ઞાતિ–જાતિ–સગાં–સંબંધી પ્રત્યે કેમ વર્તવું જોઇયે તે જાણવા માટે સદ્વિદ્યા સંપાદન કરવી જરૂરની છે. આપણે આપણા સ્વામિપ્રત્યે કેમ વર્તવું તે જાણવા માટે સદ્વિદ્યા સંપાદન કરવાની જરૂર છે. આપણે અહંકારથી આંધળા ન થઇયે, આપણે કામથી પરાભવ ન પામિયે, આપણે ક્રોધથી આકુલ ન થઇયે, આપણે લોભથી લાચાર ન થઇયે, આપણે મોહને આધીન ન થઇયે, આપણે મદથી મત્ત ન થઇએ અને આપણે મત્સરને આધીન ન થઇયે એટલા માટે પણ સદ્વિદ્યારૂપ સંપત્તિનું સંપૂર્ણ સંપાદન કરવું જોઇયે. આપણે આપણા અજ્ઞાનપણાથી, બાલબુદ્ધિપણાથી અને અલ્પજ્ઞાનપણાથી અસત્યને સત્ય ન ગણિયે, અકૃત્યને કૃત્ય ન ગણિયે, અભક્ષ્યને ભક્ષ્ય ન ગણિયે, અપેયને પેય ન ગણિયે, અહિતને હિત ન ગણિએ અને અસાધુને સાધુ ન ગણિયે, એટલા માટે સંપૂર્ણ સદ્વિદ્યા સંપાદન કરવાની જરૂર છે. ટુંકામાં આપણું શું કૃત્ય છે, આપણો ખરો કયો ધર્મ છે અને આપણા ઉપર ઇશ્વરની કેવી કેવી આજ્ઞા છે તથા આપણે આપણાં મન–વચન–કર્મથી આપણી જ્ઞાતિનું, આપણી જાતિનું અને આપણા આખા દેશનું કલ્યાણ કેવી રીતે ઇચ્છવું અને કેવી રીતે કરવું જોઇયે તે જાણવા માટે પણ સદ્વિદ્યારૂપ સંપત્તિનું સંપૂર્ણ રીતે સંપાદન કરવું જોઇયે. એ રીતે ભણવાના હેતુનું નિવેદન કરીને હવે ભણેલાના કર્તવ્યવિષે યથાબુદ્ધિ બે બોલ બોલવા આજ્ઞા લઉંછું.

માણસોએ ભણીને શું કરવું તે અવશ્ય સમજવું જોઇયે શું ભણીને મોટી સભાઓમાં જઇ વાદવિવાદ કરવો ? શું ભણીને અહંકારમાં ઉન્મત્ત થઇ કોઇને ન ગણકારતાં મદોન્મત્ત હાથીની પેઠે ફરયા કરવું ? શું ભણીને ઉદ્ધતપણાને સૂચવનારાં વસ્ત્ર–અલંકારો પહેરી ફરયા કરવું ? શું ભણીને વૃદ્ધોને 'વૃદ્ધપણાથી વિકલ છે' વિદ્વાનોને 'વેદિયાં ઢોર છે' ક્ષમાવાળાઓને 'બીકણ છે' એમ ગણી તિરસ્કાર કરવો ? શું ભણીને પ્રાચીન આચાર વિચાર અને વિહારને માન્ય કરનારાઓને 'જુની રૂઢીના છે' એમ કહી હશી કાઢવા ? શું ભણીને પોતાનું પેટ ભરવા માટે ન્યાય કે અન્યાય, ધર્મ કે અધર્મ, સત્ય કે અસત્ય, કાંઇજ ન વિચારતાં પૈસોજ એકઠો કરવો ? શું ભણીને જે

બાપા પોતે ભણ્યા હોઇયે તે બાપાનો ખડખડાટ કરી બિચારાં ગરીબ અભણુ લોકોને ખીવરાવવાં? શું ભણીને કપટથી મધુર વાક્યો બોલીને ભલાં અને ભોળાં માણસોને ભોળવી લેવાં? શું ભણીને વૃદ્ધ માતાપિતાનો ત્યાગ કરીને, સ્નેહિ સહોદરોને દૂર કરીને, પોતાની વચમાંથી થયેલી પ્રાણપ્રિયાનું પ્રિય કરવા સારૂ સાસુ, સસરો, શાળાઓ, શાળિયો અને શાલાહેલીઓને પોતાના ઘરમાં રાખી 'હું મોટો કુટુંબી છું' એમ માની લેવું? શું ભણીને વિલાયતી ચકચકતાં બુટ પેહેરી, ખડખડતાં લુગડાં પેહેરી, હાથમાં રૂમાલ લાકડી અને છત્રી લઈ દરિયાને કિનારે ફરવા જાવું? શું ભણીને પોતાની સ્ત્રીઓને કેહેવાતો સુધરેલ વેશ પેહેરાવી ઘોડા ગાડીમાં બેસારી "દરયાઈ હવા લેવા લઇ જાવી? શું ભણીને પોતાનાં ઘરડાં માતાપિતાને જમવાનું છે કે નહિ તે ન જોતાં, પોતાના જ્યેષ્ઠ બંધુઓની કેવી દશા છે તે ન વિચારતાં અને પોતાના કનિષ્ઠ બંધુઓની શી સ્થિતિ છે તે મનમાં ન લાવતાં પોતાની પ્રાણપ્રિયાને મૂલ્યવાન જરીવાળી સાડીઓથી, મોતિની માલાઓથી અને બીજા કેટલાક જડાવ દાગીનાઓથી શણગારી તેનું રાતદિવસ મુખ નીરખતાં બેશી રેહેવું? ભણીને આપણાં શાસ્ત્રો ખોટાં છે, આપણા દેવો ખોટા છે, આપણા ઇતિહાસો ખોટા છે, આપણાં કાવ્યોમાં અલંકારો ઘણા છે, આપણા ધર્મોમાં ભેદ ઘણા છે, વિગેરે પોતાનું ડહાપણ દર્શાવવા સન્નિપાત થયેલા રોગીની પેઠે પ્રલાપજ કર્યા કરવો? શું ભણીને પોતાની માયાળુ માતુશ્રીને સંતાપવા ભેઠ બાંધવી? શું ભણીને પવિત્ર પિતાજીને પજવવા પ્રયત્નો કરવાં? શું ભણીને સ્નેહિસહોદરોને સંતાપવા સાવધાન થાવું? શું ભણીને પોતાની પવિત્ર પતિવ્રતા ધર્મપત્નિનો ત્યાગ કરવો? શું ભણીને નીચ કુલ કે ઉચ્ચ કુલ ન જોતાં, ગુણો કે દોષો ન વિચારતાં, કીર્તિ અપકીર્તિ ન ગણતાં અને પુણ્ય કે પાપ ન સંભારતાં ઇચ્છા પ્રમાણે પોતાને ગમે તે સ્ત્રીને પોતાની ધર્મપત્નિ માની લેવી? શું ભણીને ભક્ષ્યાભક્ષ્યનો વિચાર છોડી દેવો? શું ભણીને પેયાપેયનો વિચાર વિસરી જવો? શું ભણીને કૃત્યાકૃત્યનો ભેદ ભૂલી જવો? શું ભણીને આપણો પરંપરાનો આચાર-વિચાર છોડી દેવો? શું ભણીને ધનમદથી આંધળા થયેલ લોકોને બારણે ધક્કા ખાવા? શું ભણીને પોતાના સ્વાર્થમાટે માને અને દીકરાને, બાપને અને દીકરાને, મોટા ભાઇને અને નાના ભાઇને, કાકાને અને ભત્રીજાને, મામાને અને ભાણેજાને, તથા સ્ત્રીને

અને ભર્તાને, પરસ્પર પોતાની પ્રપંચી ચતુરાઇથી ક્લેશ ઉપજાવી પરસ્પર વહેમ ઉત્પન્ન કરાવી અને એક બીજાનાં મન જુદાં પડાવી પોતાનું કામ સાધી લેવું ? શું ભણીને છલકપટ કરવા શીખવું ? શું ભણીને ખોટું બોલવા શીખવું ? શું ભણીને લુચ્ચાપણું અને લબાડપણું કરવા શીખવું ? શું ભણીને દુઃસંગ કરવા શીખવું ? શું ભણીને પોતાના આત્માને કૃતાર્થ અને પંડિત લેખી લેવો ? શું ભણીને એક બીજાની ઇર્ષ્યા કરવી ? શું ભણીને બીજા ઉપર મત્સર કરવો ? શું ભણીને લોભમાંજ મન લગાડવું ? શું ભણીને ક્રોધનેજ વશ થઇ રહેવું ? શું ભણીને મોહનેજ આધીન થઈ રેહેવું ? શું ભણીને મદમાંજ મત્ત થઇ રહેવું ? અને શું ભણીને કામનેજ આધીન થઇ રેહેવું ? ઉપર લખેલાં લક્ષણો વર્તમાનકાલના ઘણાખરા ભણેલાઓમાં દેખાય છે ને તેથી ઉપર પ્રમાણે પ્રશ્નો થયા છે. માટે જેઓમાં તે તે લક્ષણો દેખાય છે તે તે ભણેલા નથી પણ માત્ર ભાષાનાજ જાણનાર છે એમ જાણવું જોઇએ. ખરા વિદ્વાનનું એ કર્તવ્ય નથી કે કોઇ સાથે વાદવિવાદ કરી જય મેળવી પોતાની કૃતાર્થતા માનવી. ખરા વિદ્વાનનું એ કર્તવ્ય નથી કે અહંકારમાં આંધળા બની જાવું; ખરા વિદ્વાનનું એ કર્તવ્ય નથી કે વૃદ્ધોને વિકલ ગણવા; ખરા વિદ્વાનનું એ કર્તવ્ય નથી કે વિદ્વાનોને વેદિયાં ઢોર ગણવાં; ખરા વિદ્વાનનું એ કર્તવ્ય નથી કે ક્ષમાવાળા માણસને બીકણ ગણવો; ખરા વિદ્વાનનું એ કર્તવ્ય નથી કે પ્રાચીન આચાર વિચાર અંગીકાર કરનારાઓને જુની રૂઢીનાં માણસો ગણી તેને હશી કાઢવા; ખરા વિદ્વાનનું એ કર્તવ્ય નથી કે ન્યાય કે અન્યાય ન જોતાં, ધર્મ કે અધર્મ ન વિચારતાં અને દોષ કે ગુણ ન ગણતાં પૈસોજ ભેળો કરવો; ખરા વિદ્વાનનું એ કર્તવ્ય નથી કે પોતાની ભણેલ ભાષાના ભાષણના આડંબરથી ગાંઇપણુ ગરીબ લોકને બીવરાવવાં, ખરા વિદ્વાનનું એ કર્તવ્ય નથી કે ભલાં અને ભોળાં મનુષ્યને ભોળવવાં; ખરા વિદ્વાનનું એ કર્તવ્ય નથી કે વૃદ્ધ માતા–પિતાનો ત્યાગ કરવો; ખરા વિદ્વાનનું એ કર્તવ્ય નથી કે સ્નેહિ સહોદારનો ત્યાગ કરવો; ખરા વિદ્વાનનું એ કર્તવ્ય નથી કે સ્વકુટુંબનો ત્યાગ કરી પરકુટુંબનેજ ઘરમાં રાખવું; ખરા વિદ્વાનોનું એ કર્તવ્ય નથી કે ઉદ્ધત વેશ ધારણ કરી ફરવું; ખરા વિદ્વાનનું એ કર્તવ્ય નથી કે ઉદ્ધત વેશથી સ્ત્રિયોને શણગારી ફરવા નીકળવું; ખરા વિદ્વાનનું એ કર્તવ્ય નથી કે માતા અને પિતા, જ્યેષ્ઠ બંધુ અને કનિષ્ઠ

બંધુ, જ્યાંસુધી દુર્બલ સ્થિતિમાં હોય ત્યાંસુધી તેની દુર્બલ સ્થિતિને દૂર કર્યાવિના પોતાની સ્ત્રીને અલંકારો કરાવી આપવા; ખરા વિદ્વાનોનું એ કર્તવ્ય નથી કે આપણાં શાસ્ત્રો, આપણા ધર્મભેદો અને આપણા ઇતિહાસો ખોટા છે વિગેરે બડબડવું; ખરા વિદ્વાનનું એ કર્તવ્ય નથી કે પોતાનાં માયાળુ માતાજીને સંતાપવાં; ખરા વિદ્વાનનું એ કર્તવ્ય નથી કે પવિત્ર પિતાજીને પજવવા; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે સ્નેહી સહોદરોને સંતાપવાને સાવધાન થવું; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે પોતાની ધર્મપત્નીનો ત્યાગ કરવો; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે પોતાના પ્રિય પુત્રનો પણ ત્યાગ કરવો; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે પોતાની ઇચ્છા પ્રમાણે ધર્મપત્ની કરી લેવી; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે ભક્ષ્યાભક્ષ્યનો વિચાર છોડી દેવો; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે પેયાપેયનો વિચાર વિસારી દેવો; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે કૃત્યાકૃત્યનો ભેદ ભૂલી જવો, ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે આપણો પરંપરાનો આચાર-વિચાર છોડી દેવો; ખરા વિદ્વાનનું એ કર્તવ્ય નથી કે પોતાના સ્વાર્થમાટે કોઇ પણ મા-દિકરાવચ્ચે પ્રપંચથી ક્લેશ ઉપજાવવો; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે પોતાના સ્વાર્થમાટે કોઇ પણ પિતા-પુત્રવચ્ચે પ્રપંચથી વેર જગાડવું; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે કોઇ પણ મોટાભાઇ-નાનાભાઇ વચ્ચે પોતાના સ્વાર્થ માટે પ્રપંચથી ભેદ પડાવવો. ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે પોતાના સ્વાર્થમાટે કોઇપણ બેન-ભાઇ વચ્ચે પ્રપંચથી વહેમ ઉપજાવવો; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે કોઈ પણ કાકા-ભત્રીજા વિષે પોતાના સ્વાર્થ માટે પ્રપંચ કરી પરસ્પર વેર કરાવવું; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે પોતાના સ્વાર્થમાટે પ્રપંચ કરીને એક બીજામાં અવિશ્વાસ કરાવવો; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે કોઇ પણ ધણી-ધણીઆણી વચ્ચે પોતાના સ્વાર્થમાટે પ્રપંચથી ક્લેશ કરાવી એક બીજાનાં મન જુદાં પાડી નાંખવાં; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે છલ કપટ કરવાં; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે ખોટું બોલવું; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે લુચ્ચાપણું અને લબાડપણું કરવું; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે દુ:સંગ કરવો; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે પોતે પંડિતમન્ય થવું; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે પરસ્પર ઇર્ષ્યા કરવી; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે કોઇના પણ ગુણમાં દોષનો આરોપ મુકવો; ખરા વિદ્વાનનું

કર્તવ્ય એ નથી કે નાના પ્રકારના લોભમાંજ મન લગાડી રાખવું; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે ક્રોધને વશ થવું; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે મોહનેજ વશ થઇ રેહેવું; ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે મદમાંજ મત્ત થઇ રેહેવું; અને ખરા વિદ્વાનનું કર્તવ્ય એ નથી કે કામનેજ આધીન થઇ રેવું; પણ ખરા વિદ્વાનોનાં કર્તવ્યો કાંઇ જુદાંજ છે. મહાકવિ ભવભૂતિ કહે છે તે ઉપર આપણે ધ્યાન દઇએ.—

**अन्या जगद्धितमयी मनसः प्रवृत्ति**
**रन्यैव कापि रचना वचनावलीनाम् ।**
**लोकोत्तरा च कृतिराकृतिरार्यहृद्या**
**विद्यावतां सकलमेव गिरां दवीयः ॥**

વિદ્વાન લોકોની સર્વ જગત્‌નું હિત ઇચ્છનારી મનની પ્રવૃત્તિ કાંઇ જુદાજ પ્રકારની હોય છે, વિદ્વાન લોકોની વચનોની રચના કાંઇ જુદાજ પ્રકારની હોય છે. વિદ્વાન લોકોની કૃતિ એટલે હાલ–ચાલ અથવા કાર્યો કાંઇ જુદાજ પ્રકારનાં હોય છે અને વિદ્વાન લોકોની આકૃતિ આર્ય લોકોના હૃદયને પ્રિય લાગે તેવી કાંઇ જુદાજ પ્રકારની હોય છે. ટુંકામાં વિદ્વાન લોકોનું સઘળું એ વાણીથી ઘણુંજ દૂર છે. એટલે વિદ્વાનોનું હાલવું, ચાલવું, રમવું, જમવું, હસવું બોલવું વિગેરે સઘળું વાણીથી ન વર્ણવી શકાય તેવું હોય છે.

આ એકજ પદ્યમાં વિદ્વાનોના કર્તવ્યોનો કેટલો સમાવેશ મહાકવિ ભવભૂતિએ કરેલ છે તે ખરા વિદ્વાનોએ અને ખરા વિદ્વાન થવાની ઇચ્છા રાખનારાઓએ સારી રીતે જાણવું જોઇએ. ખરા વિદ્વાનોનું મુખ્ય કર્તવ્ય એ છે કે વિદ્યા ભણીને પોતાના મનની પ્રવૃત્તિ જગતના હિતમાંજ જોડી દેવી: ખરા વિદ્વાનોનું કર્તવ્ય એ છે કે જે જે વચન બોલવું તે લોકને ઉદ્વેગ ન કરે તેવું, પ્રિય લાગે તેવું, હિત હોય તેવું, થોડા અક્ષરવાળું અને ઘણા અર્થવાળું કોમલ શબ્દોથી હસતે મોઢે બોલવું; ખરા વિદ્વાનોનું કર્તવ્ય એ છે કે પોતે વિદ્યાદેવીની ઉપાસના કરી હોય તેના પ્રતાપથી એવાં એવાં ઉત્તમ કૃત્યો કરવાં કે જે બીજા કોઇથી કોઇ દિવસ થઇ શકેજ નહિ; અને ખરા વિદ્વાનોનું ખરૂં કર્તવ્ય એ છે કે પોતાનો વેશ દેશ–કાલને ઉચિત, આસ્તા ભરેલો અને આર્યલોકાનાં હૃદયને સંતોષ કરાવે તેવો રાખવો. અર્થાત્ ભાષાજ્ઞાનવાળા કે પંડિત મૂર્ખો પોતાના મનથીજ પોતાને વિદ્વાન્ માની લઇ હલકાઇ સૂચવનારો, અનેક પ્રકારની ઉદ્-

તા ભરેલા, નોછડા અને આર્યલોકો જેને અંગીકાર ન કરે તેવો વેશ પહેરીને એટલે માથે જલફાં, મોઢે જલફાં, અને કાન પાસે જલફાં રાખીને, માથે મિયાણા જેવી પાઘડી અથવા ટોપી પહેરીને, કપાલમાં તિલક ન કરતાં બે ભમર વચ્ચે કંકુની ટબકી કરીને, પાંપણ ઉપર લાંબી કે ઝીણી ગેળ કાન સુધી વિભૂતિની રેખા અથવા તો ગંગામાટીની રેખા તાણીને, પગમાં ચકચકતા અને ચમચમતા ઉંચી એડીવાળા જોડા પહેરીને, અંગે ખડખડતાં બમણી ગળી નાંખેલા અને ધોળો અબ્રક છાંટેલાં અંગરખાં પહેરીને, ખભે તેવાજ ઉપરણાઓ ઓઢીને, હાથમાં વાંકી લાકડી રૂમાલ તબખીરની ચળકતી ડાબલી અને છત્રી લઇને, ડોકમાં ફુલની માલા ધારણ કરીને, કેટલાક મોટા માર્ગ ઉપર, કેટલાક દેવમંદિરની આસપાસ, સમુદ્રને કિનારે અને કેટલાક પાણીને માર્ગે એટલે જે માર્ગેથી સ્ત્રીઓ પાણી ભરવાને માટે ટોળાબંધ આવતી જતી હોય તેવે માર્ગે ભટકતા હોય છે તેના જેવો વેશ ન રાખવો. એ પ્રમાણે ભવભૂતિ નામના પ્રખ્યાત મહાકવિની ભલામણ છે માટે ઉપરના શ્લોકમાં જે જે કહ્યું છે તે તે વિદ્વાનનું કર્તવ્ય છે. એક પ્રાચીન મહાકવિ કહી ગયેલ છે કેઃ—

**विद्या हृद्यापि सावद्या विनाविनयसंपदम् ।**

વિદ્યા ઘણી સારી હોય તોપણ વિનયરૂપ સંપત્તિવિના તે સારી લાગતી નથી.

વળી બીજા પણ મહાકવિએ લખેલું છે કેઃ—

**विद्यया विनयावाप्तिः सा चेदविनयावहा ।**
**क यामः कंप्रति ब्रूमो गरदायां स्वमातरि ॥**

જે વિદ્યાથીજ વિનયની પ્રાપ્તિ થાય છે તેજ વિદ્યા જ્યારે અવિનયને ધારણ કરનારી થાય ત્યારે તો પોતાની મા કે જેને હાથે બાલકનું લાલન, પાલન અને પોષણનો આધાર રહ્યો છે તેજ મા બાલકને ઝેર આપવા તત્પર થાય ત્યારે આપણે ક્યાં જાવું અને કોને કહેવું ?

વાઃ આ પ્રથમના માત્ર અર્ધ શ્લોકમાં અને બીજા આખા શ્લોકમાં કેટલો વિદ્વાનના કર્તવ્યનો ગંભીર રીતે ઉપદેશ કરેલ છે !? પ્રથમના શ્લોકમાં તો વિનયસંપત્તિવિના ઉત્તમ પણ વિદ્યા શોભતી નથી એટલે વિદ્યાને ખરી શોભા આપનાર વિનયસંપત્તિજ છે એવો બોધ કર્યો છે. બીજા શ્લોકથી, વિદ્યાને વિનયની માતાજ ગણેલી છે

ને તે જ્યારે પોતાના નિનયરૂપ પુત્રનો નાશ કરનારી થાય ત્યારે તે સિવા તો એક પોતાનાં વાહલા બાળકની નિર્દયપણે નાશ કરનારી માતા તુલ્ય ગણાય. ઉપર પ્રમાણે શ્રીયુત્ શાસ્ત્રકવિ શ્રી શાસ્ત્રીજી શંકરલાલ માહેશ્વરના " વિદ્વત્કૃત્ય વિવેક " નામના નિબંધને આધારે લખ્યું છે તે ગ્રહણ કરવા સર્વને સવિનય આગ્રહ છે. વળી તે કવિ પોતાના નિબંધમાં " શિક્ષકોનું કર્તવ્ય. " આપણને નીચે પ્રમાણે શીખવે છે—

પ્રિય મિત્ર ! બાલાધ્યયનશાલારૂપ[1] જે બાગ હાલમાં આપણને (શિક્ષકોને)સ્વાધીન છે, તે બાગનું પાલન, પોષણ અને લાલન કરવું તેનો આધાર તમારી ઉપર રહ્યો છે. તે બાગના દરેક બાલકરૂપ વૃક્ષો જેમ કરમાય નહિ, જેમ સુકાય નહિ, અને જેમ દુર્જનલોકોના દુષ્ટ વચનરૂપ દાવાનલ દૂરથી પણ તેને ન દેખે, જેમ કોઇ પામર નરરૂપ વાનરો તે બાગને નિષ્ફલ ન કરે, જેમ કોઇ જારરૂપ બિલાડાઓ તેઓનાં પત્રોને ન ખેરવી નાંખે, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરરૂપ મોટા મગરમચ્છોથી ભયંકર સ્ત્રિયોરૂપ નદીઓ જેમ તે બાગને ઉખેડી ન કાઢે, તેમ યત્નમાં રહેવું; એ બાગ ન કરમાવામાટે, તેની ઉપર તાપ ન પડવામાટે અને દાવાનલની જ્વાલાઓ તેને ન લાગવામાટે દયારૂપ અમૃતના મેઘરૂપ શ્રીપરમેશ્વરની કૃપાદૃષ્ટિરૂપ વૃષ્ટિની પ્રાર્થના કરવી; ચાડીઆરૂપ ઉંદરોનાં મુખ બંધ કરવામાટે સત્ય, સરલ, પ્રિય, હિત અને મનોહર પરસ્પર ભાષણરૂપ મહામંત્રોની ઉપાસના કરવી; પામર નરરૂપ વાનરને વશ કરવામાટે સદુપદેશરૂપ સિપાઇઓને તત્પર રાખવા; જારરૂપ બિલાડાઓને તગડી મુકવામાટે અસંગ સેનાધિપતિ સાવચેત રાખવો; તથા સ્ત્રિયોરૂપ મહાનદીના મહાપૂરથી પરાભવ ન પામવામાટે સૌશિલ્ય,[2] સારલ્ય,[3] સૌહાર્દ[4] મૃદુભાષિત્વ,[5] અપક્ષપાતિત્વ[6] સમદૃષ્ટિત્વ,[7] અને સર્વહિતૈષિત્વ[8] રૂપ મોટા મોટા પર્વતોથી અતિ દૃઢ, અતિઉંચી, અતિઅચળ અને અતિવિસ્તારવાળી પાજ આગળથીજ બાંધી રાખવી. તમે બાલાધ્યયનશાલારૂપ બાગના મોટા માળાકાર છો માટે વિશેષ તમને લખવું પડે તેમ નથી, તોપણ જે વખતે હું તે બાગનું માળીપણું ધારણ કરતો હતો તે વખતે તે બાગની સેવાથી પડતા શ્રમને જે

---

1 બાલકોને ભણવાની નિશાળ. ૨ સુશીલપણું. ૩ સરલપણું. ૪ સુહૃદપણું. ૫ કોમળ બોલવાપણું. ૬ અપક્ષપાતપણું. ૭ સમદૃષ્ટિપણું. ૮ સર્વનું હિત ઇચ્છવાપણું.

જે સ્થાનકોમાં શાંતિ કરતો તે તે સ્થાનકો આ વખતે હું તમને બતાવું છું. તે બાગના કામના શ્રમથી શાંત થયેલા મનના વિશ્રામમાટે કરૂણારૂપ અમૃતના સાગરરૂપ સદ્ગુરુની કરૂણાદૃષ્ટિરૂપ લહેરોમાં સ્નાન કરવું; નોખા નોખા મર્મસ્થાનમાં લાગેલા કાંટાઓની વ્યથાને દૂર કરવામાટે સજ્જનના વચનરૂપ વિશલ્યૌષધોનું[1] સેવન કરવું. સર્વ કવિચક્રમાં ચક્રવર્તિરૂપ બાણ કવિની કવિતારૂપી સુધાનો સ્વાદ લઇ લઇને શ્રમનું વિસ્મરણ કરવું; વિપત્તિવિષય નિબંધરૂપ બંધુના સમાગમના સુખનો અનુભવ કરી કરીને વિપત્તિના સમયરૂપ મહાવરાથી ભય પામશો નહિ. સેકસ્પિઅર-કથાસમાજરૂપ સમાજનુ સેવન કરી મનને સુખી કરજો. ભારવિ કવિની કવિતારૂપ નિકુંજમાં, શ્રીહર્ષની કવિતારૂપ હોજમાં, સુબંધુના બાંધેલા પ્રબંધરૂપ લતામંડપમાં, તથા કથાનક ચંપૂ અને નાટકરૂપ સુંદર વૃક્ષોના જૂદા જૂદા કયારાઓમાં ફરવાથી તમારો શ્રમ સર્વ દૂર થશે એમ મને ભાસે છે. ઉપર લખેલાં સાધનોથી જ્યારે તમારૂં મન પાછું સ્વસ્થ થાય ત્યારે પાછા આપણા ઉપર લખેલા બાલાધ્યયનશાલારૂપ બાગમાં આવી તેની અભિવૃદ્ધિવિષેનો વિચાર કરવા માંડવો. એનાં દરેક બાળકરૂપ વૃક્ષો જેઓ હમણાં ઘણીજ બાલ્યાવસ્થામાં છે અને અતિનિર્બલ દેખવામાં આવેછે, તેઓ કેટલેક વરસે આપણને ઘણાં ફળ આપવાવાળાં થઇ પડવાનાં છે, માટે તેમાંના એક પણ રોપની ઉપેક્ષા ન રાખતાં સ્નેહભરેલી નજરેથી તેની સંભાળ લેવા ચુકશો નહિ. એ બાગનો એક એક રોપ અમૂલ્ય રત્ન છે એમ ગણજો. જેમ બને તેમ મનવચનકર્મથી તે બાગમાં રોપાઓની વૃદ્ધિ થાય તેવાં પ્રયત્નો રાતદિવસ કર્યા કરવાં. એ બાગની આબાદી ઉપરજ આપણા અભ્યુદયનો આધાર છે, એ બાગ ઉપરજ આપણા કલ્યાણનો આધાર છે અને એ બાગજ આપણું સર્વસ્વ છે, એ વાત સારી રીતે ધ્યાનમાં રાખવી. આપણા જોવામાં ઘણા એવા બાગો આવ્યા છે કે જેના માળીઓના પ્રમાદનેલીધે, આળસનેલીધે અને બેગરજુપણાંનેલીધે, તે બાગના કેટલાક રોપાઓ સુકાઇ જાયછે, કેટલાએક કરમાઇ જાય છે, ને કેટલાએકનો તો છેક નાશ થઇ જાયછે. જેઓ વધેલા અને મોટા થયેલા રોપાઓ હોયછે, તેઓ જોકે સુકાતા કરમાતા નથી તોપણ તેમાં જેવાં જોઇએ તેવાં ફલો પાકતાં નથી. માળીઓ તરફથી યોગ્ય સંભાળ ન હોવાનેલીધે જોનાર લોકોનાં હૃદયને પણ તેઓ કોઇ પ્રકા-

---

૧ શલ્ય (ફાંસ) કાઢી નાંખે તેવું ઓસડ.

રતો આનંદ ઉપજાવતા નથી. આપણા બાગની પણ એવી દશા ન થવી જોઇયે. મારા વાહાલા મિત્રો ! મને વારંવાર એ બાળાધ્યયનશાળાની ચિંતા એટલાજમાટે થાયછે કે નિશાળે જાતાં બાળકો થરથર ધ્રુજે છે, રાડયો નાંખેછે અને આંખોમાંથી આંસુડાંની ધારાઓ પાડેછે, એ વખતના એઓના દયાજનક ચેહેરા એવા દેખાવામાં આવેછે કે જેથી પથ્થર જેવાં કઠણમનવાળા માણસોના મનમાં પણ દયાનો આવેશ આવ્યાવગર રેહેતો નથી. નિશાળેથી તેડવા આવેલા છોકરાઓ તો જાણે તે બાલકોને કાલપુરુષો જેવા લાગેછે, નિશાળે મોકલનાર માવતરો તો જાણે તેઓને નિર્દય દુશ્મન જેવાં લાગેછે, અને નિશાળનું મકાન તો જાણે તેઓને યમરાજની નગરી જેવું લાગેછે. જેમ જેમ નિશાળનું મકાન નજીક આવતું જાયછે તેમ તેમ છોકરાઓના પગ નરમ પડતા જાયછે; જેમ જેમ નિશાળમાં પતિતમૂર્ખ મસ્ત માસ્તરોના મારથી રડતાં બાલકોના રોવાના શબ્દો કાને આવતા જાયછે તેમ તેમ છોકરાઓના હૃદયમાં કંપ થતો જાયછે; અને જ્યારે નિશાળના મકાનમાં પેસતાંજ પોતાના સમવયના નિશાળિયાઓની ઉપર ઠોંસાથી, ચાબખાથી અને નેતરની સોટીથી નિર્દય માસ્તરોએ અને અજ્ઞ આસિસ્ટંટોએ કરાતીશિક્ષા જોવામાં આવેછે,ત્યારે તો તે બિચારા કોમળ મનવાળા બાલકોના મનમાં જે ત્રાસ, જે ચિંતા અને જે દુઃખ પેદા થાયછે તેનું વર્ણન આપવું એ તે વખતનાં એ બાલકોનાં હૃદયનુંજ કામ છે. એનો આબેહૂબ ચિતાર આપણા હૃદયમાં આ વખતે આવેજ નહિ. તોપણ જો ઘડીભર આપણે આપણી નિશાળે જવાની અવસ્થા ધ્યાનમાં લઇએ તો તે વખતના દુઃખનું ચિત્ર આપણા હૃદયમાં પડ્યા વગર રહેશેજ નહિ વિચારો કે જે નિશાળ સર્વ અભ્યુદયનું મૂલ છે, જે નિશાળ સર્વ સુખોનું બીજ છે, જે નિશાળ સર્વ જ્ઞાનની ખાણ છે અને ટુંકમાં કહિયે તો જે નિશાળ મનુષ્યમાત્રના જન્મને અને જીવિતને સફળ કરનારી છે, તે નિશાળવિષે બાલકોના ઉપરપ્રમાણે ભાવ થાય તેનું પરિણામ કેવું આવે ? તેમ થવાથી આપણા અભ્યુદયમાં કેટલી ખામી આવે ? તેમ થવાથી આપણા હિતમાં નુકશાન કેવું આવે ? અને તેમ થવાથી આપણા આખા દેશની કેવી દુર્દશા થવાની ? કોઇ પણ એમ કહી શકશે કે બાલકોને નિશાળે ન જવું એ હિતકારક છે ? કદી નહિ. જ્યારે બાલકોનું ઉત્તમોત્તમ હિત નિશાળે જવાથીજ છે, ત્યારે તેઓને નિશાળ ઉપર અરુચિ નજ કરાવવી એમ સિદ્ધ થાયછે. નિશાળ તરફ અરુચિ થવાનાં કારણો ઘણાં હોયછે, તોપણ મુખ્યમાં

મુખ્ય કારણ જો અણિયે તો આપણેજ કે જે તેઓનું શિક્ષકપણું ધરાવિયે છિયે તેજ તે અરુચિ કરાવનાર છિયે, એમ કહિયે તો કાંઇજ ભારે પડતું ગણાય નહિ. કારણ કે જો આપણે આપણની નિશાળે જવાની અવસ્થાનું સ્મરણ રાખી બાળકોઉપર અમલ ચલાવિયે તો અવશ્ય બાળકોની એટલે દરજ્જે નિશાળ તરફ અરુચિ થાયજ નહિ. શિક્ષકોમાં કેવા ગુણ હોવા જોઇએ, એ પ્રથમ શિક્ષકોએજ વિચારવાનું છે. કેટલાક ' ભયવિના પ્રીતિ નહિ, માર ચૌદમુ રત્ન છે,' એ એ વાકયનેજ કેળવણીના મુળરૂપ ગણતા જણાય છે. કદાપિ એમ ભણનારાઓનો અનુભવ અધિકારી પ્રમાણે કેટલેક ઠેકાણે ખરો પડતો હશે, પરંતુ 'विचित्ररूपाः खलुचित्तवृत्तयः ' (લોકોનીચિત્તવૃત્તિ વિચિત્ર પ્રકારની હોયછે.

આ પ્રમાણે તે શાસ્ત્રી અમુલ્ય બોધ આપે છે તે અત્રે આપતાં હવે આ પુસ્તક એટલાજ બે બોલ લખી બંધ કરીશ કે, લાભમાં પૈસાદાર લોકોએ પોતાના મેળવેલા પૈસાનો ઉપેયોગ મોજશોખ, કે નાતવરામાં ન કરતાં દેશોત્કર્ષમાં કરવો, વિદ્વાનોને નાણાંની મદદ કરીને દેશ પરદેશ મોકલી નવા નવા રીવાજો અને હુનરો ચડતી વાસ્તે દાખલ કરવા, નવી નવી જાતના સંચાઓ આ દેશની અંદર દાખલ કરી આગલી જાહોજલાલી સજીવન કરવી. તેવીજ રીતે રાજાઓએ પોતાનું અજ્ઞાનપણું અને વૈભવ દુર કરી તન, મન અને ધનથી પોતાના દેશને મદદ કરવા તત્પર થવું, નવા નવા હુન્નર કાઢવા, લોકોને ધંધે લગાડવા, નવા નવા હક લોકોના સુખને વાસ્તે આપવા, અને તેટલા કરો ઓછા કરવા, પુત્રની પેઠે તેનું રક્ષણ કરવું અને નાણા વીગેરેની પુષ્કળ મદદ કરવી, તેવીજ રીતે વિદ્વાન, પંડિત, કવિ અને કારીગર વિગેરે લોકોએ પોતાના સારા ગુણોનો લાભ દેશી બાંધવોને આપી સ્વદેશના ચડતી કરવાને તન, મન અને ધનથી ખુબ મચ્યા રહેવું.

જે લોકો પોતાની મેળે સ્વદેશ રક્ષણ કરવાને શક્તિમાન થતા નથી તેમનામાં કુસંપ ઉપજાવીને બીજા લોકો તેના ધનાદિક લુંટી લે છે. સ્વદેશાભિમાની પુરૂષોએ પોતાના દેશને માટે અનેક ઉપાય યોજવાને સ્વરાજ્ય કે પરરાજ્યથી દેશને નુકશાન થવાનું ભાસતું હોય તો તેનું બધાએ મળીને નિવારણ કરવું.

એ પ્રમાણે હરેક માણસ સ્વદેશાભિમાન રાખી તે પ્રમાણે તન,

મન અને ધનથી અચલ ઉદ્યોગ કર્યા કરે એવું ઇચ્છી ભૂલ ચુકની ક્ષમા માગી હું આ નાનકડું પુસ્તક બંધ કરૂંછું.

ધીર વીર ધીર ધીર ધાર ધાર,
તકદીરની તકસીરથી અમીર છે ફકીર,
કરાળ કાળ કેરી ફાળ બાળ કરી ખ્વાર,
વિશાળ દેશના હવાલ માલો માલ કાલ,
મર્દ તમામ કામ, નહીં દામમાં બેદામ,
સુનામ શ્યામ આમ નહિં રામ કામ ક્ષમ,
ખાન પાન તાનમાં ન માન સાન કાન,
ન ભાન જ્ઞાન ધ્યાન નહિં દેશ અભિમાન,
મેદાન બીઆબાન આણ્યા ત્યાં ફરે ગુમાન,
હેરાન તેથી દેશને બેડાણું છે વેરાન,
સૂરને જગાડનાર નૂર આપનાર,
કરાવનાર સંપને કુસંપ કાપનાર.
નસાડનાર વૈરને વધારનાર પ્યાર.
ઉતારનાર ભારને સજાવનાર સાર.
તોડનાર નાત બેડી દેશ થાપનાર.
કીર્તિને પ્રસારનાર વેદ ધારનાર.
સાર વાર કારભાર તે ચલાવનાર.
સુધારનાર હારનાર સરદાર ચાહ.- **વિક્રમની વીસમી સદી.**

ચંદ્રકીડાછંદ.

" કરે સિદ્ધ યૂરોપનાશોધકો સાક્ષી વિવિધ[1] જોઇ,
સુવિધા કલા વૃક્ષની મૂલ ભૂમિ હતી આજ[2] સોઇ;
રસાલી, રલિયામણી, ઋદ્ધિ સિદ્ધિ[3] ભરેલી, રૂપાળી,
ભરતવર્ષની ભૂમિ, ભારે અનુકૂલ, તે શક્તિ વાળી.— ૧
પ્રથમે આર્ય લોકે જહાં બીજ નાંખ્યાં સુવિધા કલાનાં[4],
સિચ્યાને વધાર્યાં, પછી પુષ્પ પાગ્યાં બહુ તેહમાંનાં;
થયો કોપ એ કાલને દૈવયોગે, કુસંપોજ પેદા.
સુધારો વધારો તિહાં સ્થૈર્યાભિયોને પડ્યા સર્વ હેદા— ૨

---

૧ તરેહ તરેહની જુદી જુદી ૨ આપણો દેશજ ૩ વધવાની શક્તિ અને જય આવી સુધા કરનાર શક્તિ ૪ Knowledge Sciences, and Arts.

ગયા કો[1] પ્રવાસે, કોઈદિન પશ્ચિમમાં[2] રોપ સાથે,
વસ્યા તેજ ઇંગ્લીસ આસાદિ યુરોપના દેશ માંથે;
વિદેશી ભૂમિ, તો બિ,[3] અલબત્ત બીજ તણા રોપ તેથી,
વધી ફાલી ફૂલી કર્યા દેશ તે સુખો સારાં ફલેથી.— ૩
જુવો આજ યુરોપ અમેરિકા શ્રેષ્ઠ કેવા વિરાજે,
સુવિધા કલાના પ્રતાપેથી છે જો સુખો ત્યાંજ આજે;
દીધાં જે બીજ ભૂમિ વિદેશનીમાં[4] ફલો શુભ એવાં,
કહો બાન્ધવો ! તે ફલો થાય દેશી ભૂમિ માંહિ કેવાં !— ૪
સ્વદેશી જ્ઞાન, પુષ્ટિદાનીર,[5] શીતોષ્ણતાદિ[6] યથેચ્છ,[7]
જિહાં કલ્પ[8] વૃક્ષો પ્રફુલ્લિત થૈ દે ફલો નિત્ય, સ્વેચ્છ,[9]
છૂટે સૌ કરો તે પુનર્જીવન પ્રાપ્તિ[10] સારૂ પ્રયત્ન,
પ્રભુ આપણે દે અલૌકિક[11] ચિન્તામણિ[12] તુલ્ય રત્ન." —૫

—અસ્તોદય.

## વાંચનારને વિજ્ઞપ્તિ.

આપે આ પુસ્તક પૂર્ણ વાંચી લીધું હોય તો, એક પ્રાચીન સંસ્કૃત તત્વજ્ઞાનીના નીચેના શબ્દો ( મારા બચાવ માટે ) ધ્યાનમાં લેશોજી. " વાંચનાર ? લેખકને ભુલી જજે, લખનારને ઓળખવા પ્રયત્ન કરશોમાં, ઓળખતો હોય તોપણ ભુલી જજે—કારણ કે આ અપરાધી જગત્માં, દોષ રહિત પ્રાણી કે પદાર્થ છેજ નહિ ( निर्दोष एको हरिः । ) તોપણ મૂર્ખ અને મગરૂર માનવ જાતની દૃષ્ટિ ( નિરંતર ) અન્યના દોષો શોધવા તરફજ હોય છે. ( ખલો सरसवमात्राणि परच्छिद्राणि पश्यति ) માનવ જાત અદ્યાપિ પર્યંત એક ' મધુમક્ષિકા ' ના ગુણ મેળવવા ભાગ્યશાળી થઇ નથીજ.

---

૧ કોઇ કેટલાક ૨ યુરોપ તરફ ૩ તોપણ ૪ બીજા દેશની ૫ બળ વધારે એવું પાણી ૬ ટાઢાડ ગરમી વીગેરે ૭ જોઇએ એવું ૮ મનમાં ઇચ્છીયે તે આપે એવાં ઝાડ ૯ આપણે ઇચ્છિયે એવાં ૧૦ Revival, વિદ્યા કળાને ફરીથી સજી કરી ફળ આણવાં ૧૧ આ લોકમાં નથી એવું સ્વર્ગનું ૧૨ પારસમણી, મનમાં ઇચ્છિયે તે આપે એવો હીરો,

માટે કોઇ પણ લેખકના નામથી અજાણ્યુ રહેવું એજ એના લખાણનો સદુપયોગ અને એની મહેનતનું સાર્થક કરવાનો શ્રેષ્ઠ રસ્તો છે. નામ જાણવા કરતાં તેના શબ્દો સારા લાગે તો ફરી ફરી વાંચવા." ( એ ઉત્તમ છે ) દોષ શોધવા તરફ બારીક નજરથી તેમાં ધ્યાન અપાય તેટલુંજ તેના ગુણ ગ્રહણ કરવા પાછળ અપાય તો કેટલોક ફાયદો થાય. ?

" What is not truth is not patriotic "

" સત્ય નથી તે સ્વદેશવત્સલ નથી " એ રાજા સરમાધવરાવ ( કે. સી. આઇ. ઇ. ) નું ઉમદા વાક્ય ધ્યાનમાં રાખી, સત્યજ પ્રકાશમાં લાવવા બનતો પ્રયાસ કર્યો છે. વાચક જાણતા હોવા જોઇએ કે—જ્વરનાશક કરીઆતું સદા કડવું જ હોય છે તેમ સાચેવટ સદા સખ્તજ હોય છે સત્ય પ્રકાશમાં લાવતાં પ્રસંગે સખ્ત શબ્દો લખાયા હોય તો પરિણામે બહુજ અગત્યના થઇ પડશે. આ નિબંધ અલ્પજ્ઞાનથી મળેલા અનુભવને આધારે કર્તવ્ય કરવાના સ્વદેશ પ્રત્યે ફરજ બજાવવાના ઉમદા ઉદ્દેશથીજ માત્ર લખવામાં આવ્યો છે તો Right sideજ ધ્યાનમાં લેશોજી. છેવટ તમારા લાભને માટે યાદ રાખશો કે—

"He is the freeman whom the truth makes free,
And all are slaves beside" —Cowper.

મારી નમ્ર સુચનાઓ તમે—

Learn as if you were to live for ever

અને પછી

Live as if you were to die to-morrow.

ૐ શાન્તિ ! શાન્તિ ! ! તથાસ્તુ. !

# આ પુસ્તક માટે મળેલા અભિપ્રાય.

મોરબીના શીઘ્રકવિ શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર લખે છે કે—આ નિબંધનો કેટલોક ભાગ મેં ઉપર ઉપરથી વાંચેલ છે એ કે, "निर्दोष एको हरिः" એ કહેવત પ્રમાણે કોઇ પણ વસ્તુ નિર્દોષ હોવા સંભવ નથી માટે તે તરફ નજર ન કરતાં, માત્ર પ્રથમ પ્રયાસ હોવાથી એકંદરે જોતાં નિબંધ ઠીક લખાયો છે. કર્તાને વાંચનનો અભ્યાસ સારો જણાય છે; જો તે વધારે પુસ્તકો વાંચશે અને લખવાનો પ્રયત્ન રાખશે તો ભવિષ્યમાં વધારે સારૂં લખી શકશે એમ મારૂં માનવું છે. પ્રથમ પ્રયાસમાં ઉત્સાહથી લખવા હિંમત કરી તે માટે કર્તાને માન ઘટે છે. તે સાથે ભલામણ કરીએ છીએ કે પૂર્ણ અભ્યાસ રાખી આગળ જતાં સારા લખનાર ગણાઓ તેવું કરશો.

સહી. શંકરલાલ માહેશ્વર.

---

જ્યારે આ પુસ્તક મોરબી વાઘજીબા ચેરીટેબલ હાઇસ્કુલના માજમ હેડમાસ્તરને બતાવવામાં આવ્યું ત્યારે તેમણે આ પુસ્તક વાંચી પાછું આપતાં બીજા આસિસ્ટન્ટ માસ્તરોની સમક્ષ જણાવ્યું કે—"It is well written and deserves encouragement."